## અંજલિ



કુદરતઅંકે કરે વિહાર:
ગૂંથે સરજન-તારેતાર: (પાનું, ૧૦૬)

(પાનું, ૧૦૬)

KUMAR PRINTERY AHMEDABAD

# અર્પણપત્રિકા

સ્વદેશહિતચિંતક,

શ્રીમાન્ બાલુભાઈ ત્રિભુવનદાસ દેસાઈ

બી, એ; એલ્એલ્, બી. હાઇકોર્ટ વકીલ,

મુંબઇ

મુરબ્બીશ્રી,

વિ. આપના યશસ્વી જીવનનાં ઉજ્જવલ સ્મરણોને મારા આ પ્રિય પુસ્તક સાથે સંયુક્ત કરતાં મને આનંદ થાય છે :

ધારાના હિમાયતી તરીકેના ધીકતા ધંધાએ આપને મુંબઈનિવાસી તરીકે મશહૂર કીધા છતાં મૂળ વતન–મહેમદાવાદના સાર્વજનિક હિતને હૈડે ધરાવી, ત્યાંની લાયબ્રેરી, વેરાઇમાતાની ધર્મશાળા તથા રાષ્ટ્રીયશાળાને અંગે લગભગ પાંચેકહજાર રૂપિયા જેવી સંગીન સખાવત કરીને આપે વતન પ્રત્યેનું વ્હાલ સક્રિય સિદ્ધ કરી બતાવ્યું છે,

પ્રખર કર્ત્તવ્યદક્ષ તરીકે સફળતાપૂર્વક જાહેરજીવનમાં ઝંપલાવવા સાથે આપણી ખડાયતાજ્ઞાતિના હિતમાં પોતાનું હિત ઇચ્છી, મુંબઇની 'ખડાયતાસમાજ'ના અધ્યક્ષ તરીકે તેમજ રૂપિયા અક્કેક હજારની સખાવત કરી કેળવણીમંડળ તથા ઇષ્ટદેવસમિતિના પેટ્રન તરીકે જ્ઞાતિની આપે અનુકરણીય સેવા બજાવી છે,

સમાજસેવાના નિઃસ્વાર્થ કર્તવ્યઉદ્દેશથી પ્રેરાઈને, મુંબઈના વિશાળ વસ્તી સમક્ષ એ પ્રશસ્ત ભાવનાને મૂર્તિમંત કરી બતાવી અને એ રીતે પ્રજાનાં ચાહ અને ચિત્ત જીતી, છેલ્લાં પાંચેક વર્ષથી મુંબઈની મ્યુનિસિપલ કોર્પોરેશનમાં પ્રજાનિયુક્ત સભ્ય તરીકેની બેઠક આપ શોભાવી રહ્યા છો—એટલું જ નહિ પણ સમાજ–ઉપયોગી વિવિધ સંસ્થાઓ—જેવી કે મુંબઈની ચંદારામજી ગર્લ્સ સ્કૂલ, નડીઆદની સાર્વજનિક હોસ્પિટલ, અમદાવાદનું વનિતાવિશ્રામ વગેરેમાં આપના દિલાવર દિલવડે ઉદાર સખાવતો થએલી છે,

—અને તે સર્વ ઉપરાંત આ અર્પણપત્રિકાના આરંભમાં નોંધેલા સંબોધન પ્રમાણે સાચ્ચા સ્વદેશહિતચિંતક તરીકે મુંબઈની સ્વરાજ્યપાર્ટીના ઉપાધ્યક્ષ, લેજીસ્લેટિવ કાઉન્સિલના પ્રજાનિયુક્ત સભ્ય, મદ્રાસના 'સ્વરાજ્ય' પત્રના સહાયક અને 'ગૂજરાત વિદ્યાપીઠ'ના બક્ષિસદાતા તરીકે આપે ઉપયોગી સેવા અને દશેક હજાર રૂપિયા જેટલી સંગીન સહાય આપેલી છે,

આ અને એવાં જ અન્ય સુમધુર સંસ્મરણોવડે આપની જ્વલંત કારકીર્દીના નમ્ર હૃદયમાં પડેલા નિર્મળ પ્રતિબિંબથી પ્રેરાઈને પ્રસ્તુત પુસ્તક આપશ્રીને સ્નેહ ને સદ્ભાવપૂર્વક સમર્પણ કરતો—

કૃપાકાંક્ષી

**કેશવ હ. શેઠ**

# વસ્તુનિર્દેશ

**સંસ્કાર** ૧

**અ**ક્ષરજ્ઞાન મુદ્દલેય ન મળે; પણ માતુશ્રીનો કંઠ કેળવાયલો, ને જૂનું કાવ્યસાહિત્ય કંઠસ્થ પુષ્કળ!

"રાત રહે પાછલી ખટ્ ઘડી જ્યાહરે," ત્યારે તે ઉઠે, અને નરસિંહ–મીરાંનાં પ્રભાતિયાં કે પદ ગાય.

તે જમાનામાં આજની 'ફ્લૉરમિલ'ના છંદ ફંદ વળગેલા નહિ, ને કુટુંબ બહોળું, એટલે અઠવાડિયે ત્રણેકવાર અન્નરથને ફેરવવાનો હોય જ.

માતુશ્રી દળવા બેસે તે સાથે જ, આપણા પ્રાચીન કવિઓનાં "ખંડકાવ્યો"ની રમઝટ જામે.

અધ–અધમણ આટાથી થાળું છલકાય, ફરતી ઘંટી અટકે, મળસ્કાની મીઠી–ગુલાબી નિદ્રામાં મધુર લાગતો એનો સંગીતસૂર સંકેલાય અને તે સાથે જ, માતુશ્રીએ ગાવા માંડેલાં "કડવાં" કે "મીઠાં"ના "ઉથલા" કે "વલણ" વળતાં હોય!

સંસ્કૃતિને વરેલા મિત્રો ભલે હસે, પણ હકીકત તદ્દન સાચી છે, કે સંગીત શી વસ્તુ છે, તે આજના સિતાર–દિલરૂબાએ નહિ, પણ ગઇકાલનાં ઘંટીગીતોએ સમજાવ્યું ને તેનાં વ્યસન પણ તેણે જ વળગાડ્યાં–એમ કહેવામાં નથી શરમાતો કે નથી સંકોચાતો.

બાળજીવન એટલે ફૂલજીવન. દેવોય એ જીવનના પૂજારી છે. મોટપણે જાણ્યું, કે બાલ્યાવસ્થા નિર્દોષ હતી; તેમાં રસિકતા હતી,

પ્રફુલ્લતા હતી, નરી સરળતા હતી : એ બાલ્યકાળ વીત્યો ને વહન ફંટાયાં. તે સાથે, પહેલાં કેટલાંક સંસ્કારબીજ કરમાયાં ; તેને માફક પોષણ સિવાય કેટલાંક કહોવાઇ ગયાં; સંજોગોની પ્રતિકૂળતાએ કેટલાંક કચળી પણ ગયાં : પરંતુ અગમ્ય રીતે સજ્જડ જડે ઠરેલું સંગીત-કાવ્યનું વિરલ સંસ્કારબીજ કાળક્રમે અંકુરિત થયું ને કવિતા સરજાતી ગઇ–પણ ત્યારે તો જીવનસંગ્રામ–struggle of life–મંડાઇ ચૂકયો હતો ![1]

અને એવો કયો પુરુષાર્થી હશે જેને જીવનસંગ્રામ વચ્ચે નહિ ઝૂઝવું પડયું હોય ? કોઇને કમી તો કોઇને જાસ્તી.

સંવત ૧૯૭૨ થી એવા સંગ્રામના સેનાની તરીકે, સંસાર-મંદિરમાં નામ નોંધાયું. એ વાતને એક દાયકું વીત્યું. દરમિયાન સં. ૧૯૭૫માં સ્વદેશગીતાવલિ, સ્નેહસંગીત અને પ્રાર્થનાનાં પદ; તથા સં. ૧૯૭૮માં રાસ : એમ ચાર કાવ્યપુસ્તકો પ્રસિદ્ધ થયાં. તે પાંચેક વર્ષના ગાળા પછીની જે પચાસેક કવિતાઓનો સંગ્રહ, તે આ ‘ અંજલિ. ’

સાંકળિયામાં પાડેલા ખંડ પ્રમાણે પ્રસ્તુત ગેયકાવ્યો ભિન્ન-ભિન્ન ભાગમાં વહેંચાયલાં છે. તેનું એક અંગ તે સ્વદેશગીતો.

---

૧ તાજુબ થાઉં છું, કે મુરબ્બી મટુભાઇ, સુપ્રસિદ્ધ ‘ સાહિત્ય ’ માસિકના એ વિદ્વાન તંત્રીએ આ નગ્નસત્ય જાણ્યું શી રીતે ? તા. ૩: ૧૧: ’૨૩ નો તે રમણીય પ્રસંગ વિસ્મૃત નથી થયો. ત્યારે તેઓ ઉમરેઠ વિદ્યાર્થી સંમેલનની બીજી બેઠકના અધ્યક્ષ હતા. તેમણે વાંચેલા મનનીય ભાષણમાં ઇશારો કરેલો કે ‘ આપણા ભાઈ કેશવલાલ શેઠની કવિતા પણ ‘ જીવનકલહ ’ વચ્ચે લખાઇ છે. ’ [ ‘ સાહિત્ય, ’ ડિસેમ્બર, ૧૯૨૩; પાનું ૮૨૨ ]

દેશી અને વિદેશીની કલમે, આપણા દેશના સાચા–જુઠા જે ઇતિહાસ રચાયલા, તે વર્ષોપર વંચાયલા. એ વંચાયા ત્યારે, કાષ્ટ ભિતર છૂપાયલો અગ્નિ સતેજ થાય, તેમ આંતર–હુતાશન, હૃદયની નૈસર્ગિક લાગણી પ્રમાણે, પ્રજ્વલિત થએલો; ને 'જીવનસંગ્રામ'ના વિષમ સંજોગોના પ્રબળ તોફાને પાછો એમ જ શમી ગએલો. પછી "ગાંધીયુગ" બેઠો ને પાછો તે યુગના વાયુએ પ્રશાંત અગ્નિને સતેજ કર્યો.

સ્વદેશગીતોના સર્જનની ભૂમિકા તો ઇતિહાસે જ તૈયાર કરી આપેલી અને તેને અનુકૂળ વાતાવરણ 'ગાંધીયુગ'થી ઉત્પન્ન થયું. અગ્નિ સાથે ખેલ ખેલવા જેવા એ અદ્ભુત સંજોગો વચ્ચે, રચાયલાં સ્વદેશગીતોમાં, Poetry of Inspiration નું તત્ત્વ છે કે નહિ, ને હોય તો કેટલે અંશે, તે તો કાવ્યપરીક્ષકોની કસોટી જે કહે તે ખરૂં; સ્વદેશગીતો કેવા સંજોગોમાં રચાયાં હતાં, એ જ મે'તો જણાવ્યું.

અધીન મત એવો છે, કે હૃદય રડી ઉઠે, જેમાં આકર્ષાય કે તન્મય થાય; એવા કોઇ ગંભીર પ્રસંગે, ખબર પણ ન પડે તેમ, તે પ્રસંગનું વિરલ, વિશિષ્ટ તત્ત્વ અંતરમાં અમરસ્થાન લઇ લે છે-- સમયરંગપરથી લાધેલું એ તત્ત્વ પ્રતિક્ષણે પલટાતી ક્ષિતિજ સુરખી જેવું ચંચળ નથી હોતું. કાળક્રમે એ તત્ત્વબીજનો, વસ્તુસ્વરૂપે ફણગો ફુટે છે ને અંતરના આલેખનની પ્રત્યક્ષ પ્રતિકૃતિ દૃષ્ટિગોચર થાય છેઃ સ્વદેશગીતો રચાયાં, તે વેળાનો નમ્ર અનુભવ આ પ્રકારનો છે.

*આવી પરિસ્થિતિમાં રચાયલાં વીરકાવ્યોનો ઉલ્લેખ ઇતિહાસમાંથી જોઇએ તેટલો જડે છે. રોબર્ટ બર્ન્સનું દૃષ્ટાંત લ્યો. એ મશહૂર કવિ, મૂસળધાર વરસતા વર્ષાદની ઝડીઓ ઝીલતો, કાળીઅન્ધારી મેઘલી

રાતે, તેના એક સુહૃદ સાથે, ઘોડેસ્વાર થઇ નિર્જન વનવાટ વટાવતો હતો ને આંખોને આંજી નાખતી વીજળીઓના કડેડાટો થતા હતા, ત્યારે તેણે Scots wha hae [ Scots Who Have ] નામનું કાવ્ય રચેલું, જે વીરરસપ્રધાન કાવ્યોમાંનું એક પ્રખ્યાત ગીત ગણાય છે.

રૂજે દ લિસ્લે,(Rouget de Lisle) ફ્રાન્સનું પ્રજાપ્રિય ગીત "માર્સેયેઝ" પણ આવા જ સંજોગો વચ્ચે રચ્યું હતું ને ? ઇતિહાસમાં વંચાય છે, કે સ્ટ્રેસબર્ગના ઘેરા વખતે, ઓસ્ટ્રિયાની તોપોના ગગનભેદક પ્રચંડ અવાજો કાનના પડદાને વીંધી નાખતા હતા, ત્યારે તેનાથી એ ગીત રચાયલું.

વધુ હવે એક જ દૃષ્ટાંત ફ્રાન્સિસ સ્કોટ કિ (Key)નું. અમેરિકા અને ઇગ્લાંડ વચ્ચે વિગ્રહ મંડાયો અને અમેરિકન વાવટાને ફોર્ટ મેન હેન્રિના બૂરજપર ચડાવવામાં આવતો હતો, તે વખતે એ નૌજવાન સમરસેનાનીને રાષ્ટ્રગીત રચવાની પ્રેરણા થએલી, જે ગીત " સ્ટાર સ્પેંગલ્ડ બાનર " નામનું હોઇ હવે શકવર્તી ગણાય છે.

ટૂંકામાં, ભૂમિકા સ્વચ્છ બને ને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન થાય, તો સ્વયંભૂ પ્રેરણાને, અવતરણ વાસ્તે અમૃતચોઘડિયાંની રાહ નથી જોવી પડતી. પ્રેરણાપર આવરણ છવાય ખરૂં ; પણ તે વેરાઇ જાય એટલે તેનો વેગ પાછો યથાસ્થિત થાય : પ્રેરણા કદિ ઉંઘતી જ નથી.[૨]

---

૨ આ જ મુદ્દાના રહસ્યને શ્રી० આનંદશંકરભાઇએ વધારે સ્પષ્ટ કર્યું છે. અમદાવાદના 'સાહિત્ય ઉત્તેજક સમાજ'ના વાર્ષિક સંમેલનના અધ્યક્ષસ્થાનેથી તેઓશ્રીએ કહેલું, કે 'જ્યારે અસહકારની રાજકીય ચળવળ ચાલી, ત્યારે એવો ભય હતો, કે એ હીલચાલ, બીજી બધી હીલચાલોને દબાવી દેશે. સાહિત્ય, જે જીવનનું અંગ છે, તે પણ કેળવાશે નહિ; પણ એવી શંકા કરવાનું કારણ નથી. સાહિત્ય યુદ્ધમાં ઉત્પન્ન

"અંજલિ" નો બીજો એક ખંડ 'રાસ'થી રોકાયલો છે. સંવત્ ૧૯૭૮માં 'રાસ' પ્રસિદ્ધ થયા, ત્યારે તેના 'વસ્તુનિર્દેશ'માં જે એક સિદ્ધાન્ત સ્પષ્ટ કર્યો હતો, તે એ, કે "સૃષ્ટિ, ત્યાં સુન્દરી અને સુન્દરી ત્યાં સંગીત:" જ્યાં આ ત્રિપુટીનો મેળ એકસાથે મળેલો હોય ત્યાં જીવન અને સંસારસૃષ્ટિમાં જે રસિકતા અનુભવાય તે અનોખી જ છે અને બીજાં બધાં સંગીતની હરોળમાં, કેવળ 'રાસ' જ એવાં ગેયકાવ્યો છે, જે પ્રધાનસ્થાન ભોગવી શકે. સુન્દરીઓના કેળવાયલા કંઠને જેટલી સરળતાથી રાસ જેવાં ગેય કાવ્યો સ્પર્શે છે, એવાં બીજાં ગીત નથી જ સ્પર્શતાં, એવો અધીન મત છે.

આપણો એ જૂનો વારસો કેટલો જૂનો છે, તેનું નિરાકરણ હજુ કોઇ સાહિત્યસંશોધકે કર્યું જાણ્યું નથી. કવિશ્રી ન્હાનાલાલ રાસનાં જન્મદાતા નરસિંહ–મીરાંને માને છે.[3] પણ એ મંતવ્યેય કદાચ અધૂરું હશે. સ્વ૦ રંજિતરામની અને હવે શ્રીમાન્ મેઘાણીની ખંતીલી ખોજદ્વારા, દટાયલાં અનર્ગળ જે જીર્ણ લોકગીતોનું ગૂંજન ઘરઘરને આંગણે ગૂંજી રહ્યું છે, તેમાંનાં કેટલાંકપરથી તો આપણને

થાય કે શાંતિમાં? અલબત, શાંતિના સમયમાં સાહિત્ય ફાલે–ફુલે છે ખરું, પણ યુદ્ધના વખતમાં જ તેનું બીજારોપણ તો થાય છે. ફ્રેન્ચ રેવોલ્યુશનના સમયમાં એ પ્રમાણે બીજ નંખાયલું. મનુષ્યનો આત્મા અખંડ છે, અને તેના ચૈતન્યના ગમે તે ભાગને જો જાગૃત કરવામાં આવે, તો તેનો આખોય આત્મા જાગૃત થયા વિના રહેતો નથી.' (ગુજરાતી પંચ, તા. ૩: ૧: ૨૯)

૩ જુઓ રાસનો ઉપોદ્‌ઘાત, પહેલું પાનું.

સહસા જ એવી અટકળ થાય છે, કે રાસનો વારસો નરસિંહ-મીરાંની યે પહેલાં નો-અતિ પ્રાચીન કાળનો-હોવો જોઇએ.[4]

રાસ- [5]ગરબી, [6]ગરબા, ન્હોરતાં, માંડવડી, રાસડા એ સૌ, વ્યાપક અર્થે એક જ સંગીતજનનીનાં વિવિધ સંતાનો રૂપ, બૃહદ્ ગૂજરાતને મળેલા વારસા માટે આપણે અવશ્ય ગૌરવ ધરાવી શકીએ ને કવિસમ્રાટ્ રવીન્દ્રબાબુ કે ક્ષિતીશમોહન જેવાને તેની સાત્વિક અદેખાઇ થાય તો બેવડો સંતોષ દાખવીને તે વધારે થવા દઇએ![7] વધુ સંતોષની વાત તો એ છે, કે એ જૂનો વારસો વેડફાઇ ગયો નથી, પણ વ્યવસ્થિત રીતે વિકાસક્રમમાં મૂકાયલો આપણે જોઇ

---

૪ કવિશ્રી ન્હાનાલાલે રાસના ઉપોદ્દ્ઘાતમાં, રત્નાના મહિના, વલ્લભના ગરબા, ગેમલનાં, મીઠાનાં, ઋષિરાજનાં ઝીલણિયાં, રઘુનાથ ને થોભણનાં ગીતો અને સ્વામીનારાયણ સંપ્રદાયની ગરબીઓ વગેરેનું સ્મરણ પ્રાચીન રાસોને અંગે કરાવ્યું છે; તેમાં એક પંક્તિ ઉમેરૂં? આજથી ચારસોએક વર્ષપર પુષ્ટિ સંપ્રદાય પ્રવર્તક શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો પ્રાદુર્ભાવ થએલો; તેઓશ્રીએ પણ भगवानपि ता रात्रीः થી શરૂ થતાં ચરણયુક્ત 'રાસ પંચાધ્યાયી' સંસ્કૃતમાં રચેલ છે, ને તેનું ગૂજરાતી ગેય ભાષાન્તર માંગરોળના એક શાસ્ત્રીએ કરેલું છે.

૫ ગરબી શબ્દના મૂળ અર્થ વિષે હાલમાં એવી 'સંજ્ઞા' પ્રસિધ્ધ થઇ છે, કે "ગરબીમાં જંગલો રાગ અંતર્ગત રહે છે, તેથી એ રાગ ગર્ભમાં, તેથી ગરભી-ગરબી!" અને 'ગરબો,' શબ્દ માટે શ્રી. નરસિંહરાવે આવી અટકળ પ્રકટ કરી છે:-"કાણાં પાડેલો માટીનો ઘડો, અંદર દીવો, એવી વસ્તુ વચમાં મૂકીને, તેની આસપાસ ફેરાં જે ગીતો ગાય છે, તેને ગરબા કહેવાય છે. પેલો માટીનો ઘડો, તે ગરબો. શબ્દનો પ્રથમ અર્થ गर्भदीपः માટે गर्भो ગરબો અને પછી લક્ષણાવ્યાપારથી, ગર્ભની આસપાસ ફરીને ગવાતાં ગીત તે "ગરબા." (કૌમુદિ)

શકીએ છીએ. જૂના રાસ જુઓ; તેમાં પ્રાયઃ દેવ દેવીઓની ભક્તિ અને ભવસંસારના કડવા મીઠા ભાવો વણાયલા જણાશે. જૂના જમાનાને જુઓ; કવિ દલપતરામને ગરબીભટ્ટ કહીને એ જમાનો હસતો જણાશે, અને હવે? હવે દેવ દેવીઓની ભક્તિ તથા ભવસંસારના કડવા–મીઠા ભાવો ઉપરાંત તેમાં ત્રીજું જે તત્ત્વ ભળ્યું છે તે સ્વદેશનું; અને "ન્હાના ન્હાના રાસ" પ્રસિદ્ધ થયે સોળ વર્ષ જેટલો ગાળો વહી ગયો: કવિ ન્હાનાલાલને તેમ તે પછીના રાસલેખકોને કોઇએ ગરબી ભટ્ટ કહ્યા હોય એમ સાંભળ્યું નથી. તેથી ઉલટું, સંસારવાડીની કુંજનિકુંજે આજની સુન્દરીઓ, રાસોત્સવની રમઝટ મચાવી રહી છે. બૃહદ્ ગૂજરાતના મન્દિરમન્દિરે રાસની રેલંછેલ થવા માંડી છે–ગૂજરાતણો રાસમાં રસમસ્ત બનવા માંડી

૬ ગરબી અને ગરબા વચ્ચે રહેલો અર્થફેર સમજ્યા સિવાય રાસરસિકો કોઇ કોઇવાર હસવું આવે એવી ભૂલો કરે છે. હોય રાસનો જ સંગ્રહ ને ચોપડીનું નામ વંચાય ગરબાવળી! અંજલિમાં 'માયામૃગ' એ એક જ ગરબો છે; બાકીના બધાય રાસ–ગરબીઓ છે.

૭ રાસનું અવલોકન કરતી વેળાએ, સ્ત્રીબોધના તંત્રી, શ્રીયુત કેશવપ્રસાદ દેસાઇએ, આ લખનારે અમદાવાદની છઠ્ઠી ગૂજરાતી સાહિત્ય પરિષદ પ્રસંગે નજરે નિહાળેલો દેખાવ, 'સ્ત્રી બોધ' માં નીચેના શબ્દોમાં ઉતાર્યો છે:—"સંગીતનિપૂણ મહાકવિ રવીન્દ્રનાથ ટાગોર અમદાવાદ પધાર્યા હતા, ત્યારે આ ગરબીઓથી પ્રફુલ્લ થઇ ગયા હતા, અને હજુએ તે ગરબીઓને તેઓ સાનંદ સ્મરે છે. થોડા સમય ઉપર એક ગુજરાતી ભાઈ કલકત્તામાં કવિવરને મળ્યા હતા, તેમને મોંએ કવિશ્રીએ પાછા ગરબીઓ સબંધી આનંદોદ્‌ગાર કાઢયા હતા, અને કહ્યું હતું કે એ કન્યાઓને અહીં બોલાવીને તેમની ગરબીઓ સાંભળ્યા કરૂં!" (સ્ત્રી બોધ જુલાઈ; ૧૯૨૨)

છે. શરદ્પૂર્ણિમાનાં પગલાં મંડાતાં જ ચારુ ચંદનીચોકના ચોકઠે ચોકઠે, રાસના રસકલ્લોલ નથી થતા શું ?

બેસતા આસો મહિને, થતા નવરાત્રિના આરંભથી નિજ મકાનને ચોકઠે, સ્નેહી–સંબંધીઓને બંગલે ને અમદાવાદ–વડોદરાના શરદુત્સવની હાજરી પ્રસંગે, ગવાયલા રાસની છમછમ ઉપરથી જે સ્વલ્પ વિચારો ઉદ્ભવેલા, તેમાંથી થોડાક અહીં ઉતારૂં તો તે અપ્રાસંગિક નહિ ગણાય :

રંગબેરંગી સાડીઓની વચ્ચે હાર્મોનિયમ કાળુંમેંશ લાગ્યું છે. રાસની રમઝટ જામી હોય, ત્યાં હાર્મોનિયમ જોઇએ જ શું કરવા ? સુન્દરીઓના કોકિલ કંઠ આગળ હાર્મોનિયમ તો તદ્દન રોતી સુરતવાળા, ભેંકાણું મૂકતા કોઇ કંકાસિયા બાળક જેવું જ લાગે. એકલી ગૂજરાતણોને જ રાસ તો ગાવા દો. તેમની પછવાડે પછવાડે હાર્મોનિયમના તણાતા સૂરનું મ્હોં વેળાસર બન્ધ થાય તો વધારે સારૂં.

કવિશ્રી ન્હાનાલાલને આંગણે ગૂજરાત કળા પ્રદર્શન થયું, ત્યારે ગવાયલા રાસની લીલા અપૂર્વ અનુભવાઇ. દરેક સુન્દરીના એકએક કરકમળમાં ફૂલછલકાતી છાબ ને એકએક હાથની, ઘંટડી સાથે તાલબદ્ધ તાળી ! આસપાસ ફુલ–લતાની કુંજઘટા ને તેની વચ્ચે વચ્ચે તગતગતા તારકગણ જેવી દેદીપ્યમાન દીપમાળ ! આજ ઉજવાતા શરદુત્સવોમાં આ સુઘટિત્ કળાઘટના ઘટાવાતી રહે તો શ્રવણેન્દ્રિય સાથે રસલોચનોને પણ કેવો આનન્દ મળે ?

એક તાલમાં એક તાળી કે ત્રણ તાળીની ઝીલવાળા રાસ ગવાતા તો ઘણાએ દીઠા હશે ; ગામડાંની ગૂજરાતણો વળી એક તાલમાં બબ્બે તાળીઓય લે છે ; કાઠીઆવાડ પ્રદેશમાં તો રાસ ગવાતી વેળાએ ધીમું ધીમું ઢોલક પણ વાગતું હોય છે ; કેટલીકવાર

તેમાં મંજીરાની ખંજરીશા પણ સરોદ પુરાય છે. તાલનું નિયમન એ ઢોલક ને મંજીરા જ જાળવે. હાથ, પગ, કમર, છાતી, ડોક, અને આંખોને એકસરખો વ્યાયામ મળતો હોય, તો આપણી નાજૂક ગૂજરાતણોની ગરબીઓમાં નહિ, પણ કાઠીઆવાડી–ગૂજરાતણોની. તેમના હીચ, ટપ્પા, ગુડદા, રાસડા વગેરેના અનુભવીઓ, કાઠીઆવાડની ગૂજરાતણોના સર્વાંગ અભિનયનો અનુભવ ભાગ્યે જ ભૂલે.

દરેક ગાનાર સુન્દરીએ કોરેલા ઘડાની અન્દર મૂકેલા દીવાવાળો ગરબો માથે મૂક્યો હોય, દરેકના માથાપરના ગરબાનો રંગ જુદો જુદો હોય ને એવી રીતે, સંયમનું પરોક્ષ શિક્ષણ આપતા જે રાસ ગવાય છે, તે પદ્ધતિ પણ પ્રશંસનીય લાગ્યા સિવાય રહેતી નથી. કોણ નહિ માને કે કળશ કરતાં આમાં વધારે સંયમ ને શોભા નથી લાગતી ?

દાંડિયા રાસ માટે વિશેષ ભાગે વેલણ વપરાતાં દીઠાં છે; પણ દરેક વેલણને ઊભે છેડે ઝીણી ઝીણી ઘૂઘરીઓ બંધાયલી હોય તો સુન્દરીના નુપૂરઝંકાર સાથે ઘુઘરિયોના ઝંકારનો એવડો તાલ ન પુરાય ?

ગાનારની સંખ્યા બહોળી હોય, કન્યાઓ હોય ને સુન્દરીઓ પણ હોય; બન્નેની એક જ હાર થવાથી રસક્ષતિ થતી લાગે છે. તેને બદલે પડેલા મોટા–પહોળા કુંડાળા વચ્ચે અન્દરના ભાગમાં કન્યાઓ અને બહાર સુન્દરીઓ, એમ જુદી જુદી હાર ગોઠવાય; સુન્દરીઓ જમણી બાજુ ફરતી હોય તો કન્યાઓ ડાબી બાજુ : એ રીતે ગવાતા રાસ વિશેષ આકર્ષક નિવડ્યા છે ને પછી રસક્ષતિનો તો પ્રશ્ન જ રહેતો નથી.

* * *

ગૂજરાતણોનું, પરણેતરના પલ્લા જેવું, પણ ન ચળે એવું જે સ્ત્રીધન, તે રાસ. રાસ એટલે સ્નેહ–સૌન્દર્યની પવિત્ર લીલાનાં રસખેલન.

તેમાં શું નથી? નૈસર્ગિક વ્યાયામ છે, કળા છે, નૃત્ય છે, સંગીત છે—સાહિત્ય સંગીત ને કળાનું સામ્ય એકલા રાસમાં જ છે ને? કવિતાનો પવિત્ર રસાસ્વાદ અનુભવવો હોય, તો ગવાતા રાસને શ્રવણ કરવા તમારી શ્રવણેન્દ્રિયને સ્વચ્છ રાખો. શુષ્ક સંસારમાં અમૃતવર્ષણ ઝીલવું હોય કે સમાજનો ઇતિહાસ આલેખવો હોય તો રાસસાહિત્યની સમૃદ્ધિ પ્રત્યે નિસ્પૃહ વૃત્તિથી નિહાળો ના. નવરાત્રિ ઉપરાંત લગ્ન, સીમંત કે વ્રતતહેવાર ને પુણ્યપર્વે સૃષ્ટિશોભન સુન્દરીઓને રાસમાં રસતરબોળ રાખવી હોય તો જેવા તે વાંચ્છે છે તેવા ને તેટલા રાસ, તેમને કંઠસ્થ થાય એવી સરળ શૈલીમાં,઼ો કવિહૃદયો! તમારી પ્રતિભાશક્તિને પૂરેપૂરી ખપાવી નાખી, તેમને સર્જી આપો—શોધી આપો.

### છન્દ વિરુદ્ધ ગેયકાવ્યો ૩

આવી રીતે, સંગીત કે ગેયકાવ્યોનું મહત્ત્વ, વાતોમાં કે લેખોમાં પ્રદર્શિત કરતી વેળાએ, છન્દ વિરુદ્ધ ગેયકાવ્યો વિષે હું જે મત ધરાવું છું, તે સમજવામાં ચોક્કસ પ્રસંગે કેટલાક સાક્ષર-મિત્રોની ગંભીર ગેરસમજ થઇ જાય છે.

"છન્દ રચના અઘરી પડતી હશે તેથી જ હું ગેયકાવ્યોનો હિમાયતી થયો હોઇશ!" "ગેયકાવ્યો કરતાંય કવિશ્રી ન્હાનાલાલનાં 'ડોલનશૈલી'વાળાં કાવ્યોની રચના વધારે સહેલી, એટલે 'રા. મોટાલાલ' સામે હું ચર્ચામાં ઉતરેલો!"

આ ભ્રમમુલક માન્યતા સત્ય વસ્તુસ્થિતિથી છેક વેગળી છે. છન્દરચના શકિતસુલભ છે કે નહિ, એ વિષે મારાથી શી દલીલો દર્શાવાય? એવા કેટલાય છન્દો પ્રકટ થઇ ગયા, ને 'અંજલિ'માંય

થોડાક છે; છન્દરચનાની સફળતા વિષે, એ છન્દોબદ્ધ કાવ્યો જે સાક્ષી પૂરે તે ખરી.

'ડોલનશૈલી' જેમને સહેલી જણાઇ હોય, તેમને એનું જ્ઞાન જ નથી. એ વિષય અહીં અપ્રસ્તુત હોવાથી હાલ હું તેની ચર્ચામાં નહિ ઉતરૂં; ફક્ત એક જ પ્રશ્ન: જો એ શૈલી, માનવામાં આવે છે એટલી સરળ જ હોય, તો કવિશ્રીના લગભગ દરેક અનુકરણીઓ એ રચનામાં શાથી નિષ્ફળ નિવડયા છે વારૂ ?

ખરી વાત તો એ છે, કે ડોલનશૈલીની મે જે હિમાયત કરી છે, તે લોકભોગ્ય સાહિત્યની દ્રષ્ટિએ નહિ, પણ લોકોત્તર સાહિત્યની. આજ સંગીત અને ગેયકાવ્યોનું મહત્વ દર્શાવી રહ્યો છું, તે લોકોત્તર સાહિત્યની દષ્ટિએ નહિ પણ લોકભોગ્ય સાહિત્યની.

લોકભોગ્ય સાહિત્યની દષ્ટિએ હું એમ પણ કહું છું, કે કદાચ છન્દરચના અતિ સરળ હોય ને ગેય-કાવ્યો અઘરાં હોય છતાંય ગેય-કાવ્યો રચવાને હું ટેવાઉં. એનો અર્થ એવો તો ન જ થાય, કે છન્દોબદ્ધ કાવ્યોની કિંમત હું ઓછી આંકું છું–તે સાથે મારે એ પણ સ્પષ્ટ કરવું જોઇએ, કે છન્દોબધ્ધ કાવ્યો કરતાં, સામ્પ્રત સુન્દરીજીવનની કિંમત હું વધારે આંકું છું. ગૂઢ, દિવ્ય, ઉંડાં ઉંડાં ને ગહન આદર્શોથી ગૂંથાયલી ભાવનાવાળાં કવિસાક્ષરોનાં છન્દો-બધ્ધ કાવ્યોથી હાલનું સુન્દરીજીવન રસતૃપ્ત થાય એમ જો એ કવિસાક્ષરો માનતા હોય તો સવિનય તેમનાથી હું જુદો પડું છું. વર્ત્તમાન સુન્દરીજીવનને જોઇતી સંસ્કૃતિ વરેલી નથી. તે જીવન રૂઢિબધ્ધ છે, પરાધીન છે, સંસાર-સમાજના રાક્ષસી રિવાજોની જીવતરસી જ્વાળાથી દઝાયલું છે; એને વાસ્તે શિક્ષણ-કેળવણીનાં દ્વાર હજુ તો અર્ધખુલ્લાં રહ્યાં છે. એ જીવનને રસિક રાખવા,

ઉન્નત બનાવવા, આડકતરી રીતે કેળવવા અને શિક્ષિત સ્વામી સાથે આજની અશિક્ષિત પત્નીનો આવતી કાલે મેળ મેળવવા સારૂ છન્દોબધ્ધ કાવ્યોનાં ચોકઠાંની માત્રા રામબાણ છે, કે ગેય-કાવ્યોની વારૂ ? આપણા પ્રાચીન કવિઓની કવિતાઓ શાથી કંઠસ્થ થઇ હશે ? એ જૂના કવિઓનાં કવન જેટલું હાલનું ઉચ્ચતર સાહિત્ય સમાજ કે કેમ ઝીલતો કે જીવરતો નથી ? આધુનિક સુન્દરીજીવન કેવા કાવ્યસાહિત્યનું રસપિપાસુ છે ? આજની ગૂર્જર કવિતા, શુધ્ધ "ગૂજરાતણુ" કેટલીક છે ? મુબિયલ ગૂજરાતણ વાસ્તે ઉતરવો જોઇએ. એવો કવિતા ફાલ હાલ કેટલોક ઉતર્યો છે ? સ્ત્રીઓપયોગી કવિતા-સાહિત્યની જરૂરીઆત આજના કવિઓએ સ્વીકારી છે ખરી, પણ એને અપનાવી લેવાઇ છે કેટલી ?

ભર્તૃહરિએ "સાહિત્ય, સંગીત કે કળા સિવાયના મનુષ્યને પુચ્છ વગરના પશુ"ની ઉપમા આપી છે. એ સૂત્ર સર્જાયા પછી કેટલીએ શરદો પસાર થઇ ગઇ; આપણી ગૂજરાતણને, આજના કવિઓએ સાહિત્ય, સંગીત ને કળા કેટકેટલી દીધી ? મનુષ્ય એટલે કેવળ પુરૂષો જ, કે સાથે સન્નારી પણ ? કવિતાસાહિત્ય, સાહિત્યકારો વાસ્તે જ, કે સમાજ અને સમાજશોભન સુન્દરીઓ વાસ્તે ય પણ ? સમાજ કેવળ પુરૂષોથી તો રચાયલો નથી ને ? સમાજના બળતા પ્રશ્નોનો વિચાર થતાં, રૂઢિબંધથી જકડાયલાં જીવન જોતાં, શ્રી૦ આનન્દશંકરભાઇ જેવા ચુસ્ત સનાતની સાક્ષરે, સમાજને સડતા મુડદાની આપેલી ઉપમાનું સ્મરણ થતાં, ક્ષણભર એવોય વિચિત્ર તરંગ સહસા ઉદ્ભવે છે, કે આજના કવિઓ વહુઓનિહોણા તો નહિ હોય ? કાવ્યાલેખન વેળાએ તેઓ ભલે કાલ્પનિક સૃષ્ટિમાં વિહરતા હોય; પણ તેમનેય હુંફ તો જીવતો-જાગતો સમાજ જ આપે છે ને ? તે સમાજવાસી છે કે શાંત એકાન્ત કોઇ નિર્જન અરણ્યવાસી ? સુન્દરી-

જીવનના અખંડ સહવાસ છતાં આજના કવિઓ તેને કેમ વિસ્મૃત થાય છે? નભતારક ને નક્ષત્રોમાં, સૂર્ય ચંદ્ર કે ઉષા–સન્ધ્યામાં, વન ઉપવન કે સર સરિતામાં, પર્વત કે ગિરિકંદરામાં, કોકિલ બુલબુલ કે મોર મેનામાં ઘૂમનાર એ કવિહૃદયો! "સંસારમાં સ્વર્ગ" ઉતારવા ઇચ્છતાં એ કવિહૃદયો! પૂછ્યું છે કદી સુન્દરીમંડળને, કે તેને કેવા કાવ્યપ્રસાદની આંતરક્ષુધા છે?

તે કહેશે કે તમારાં ગગનવિહારી છન્દોબદ્ધ કાવ્યો તો, તમે વિદ્વાન હો એટલાં અમે વિદૂષી થઈએ ત્યારે; હાલ તો અમારે જોઈએ છે રાસ; તમારા પ્રમાદે ગુમાવાયલાં "લોકગીતો;" અમારે અબળા જ નથી રહેવું; વીરાંગનાને છાજતાં અમારે રણગીતોય જોઈએ. ફટાણાંને દફનાવવા નીકળેલા એ લોકકવિગણ! પવિત્ર ભાવવાહી, સરળ લગ્નગીતો પ્રથમ આપો ને પછી ફટાણાંને ફેંકી દેવરાવો.

—અને આવું સાહિત્ય છન્દોબદ્ધ કાવ્યોથી સરજાય વારૂ? સરજાય ત્હોય સુંદરીમંડળથી તે કેટલું કંઠસ્થ થવાનું? ગેય–કાવ્યોની હિમાયત લોકભોગ્ય સાહિત્યની દૃષ્ટિએ, હું કેમ કરી રહ્યો છું તે આટલા વિવેચનપરથી સ્પષ્ટ નથી થતું શું?

"સમાજની દૃષ્ટિએ સાહિત્ય" વિષે, અમદાવાદમાં મળેલી છઠ્ઠી ગૂજરાતી સાહિત્ય પરિષદ પ્રસંગે ગાંધીજીએ આપેલા ભાષણને સંભારો અને પછી મુદ્દાની વાત મગજમાં ઠસ્યા સિવાય નહિ રહે, કે આવતી કાલની કવિતા, ફળતા પાકને લણનારમાં, કુવાકાંઠે ચાલતા કોસ સાથે, ગોપનન્દની વાંસળીમાં, બાળબચ્ચાંનાં રસ-ખેલનમાં, ડોસીમાના રેંટીઆમાં, ઘંટીના ઘેરાઘેરા નાદમાં, જાત્રાળુઓના સંઘમાં, માનવીના મન્દિરમન્દિરને ચોકઠે ને ઘરઘરને પારણે ઉતરેલી

હોવી જોઇએ—એ લક્ષ્યબિન્દુ લક્ષ્યમાં રાખીને જ ગેયકાવ્યોની હિમાયત થએલી છે.

એક મહાપંડિતે કરેલી વ્યાખ્યા પ્રમાણે કવિ એટલે સમાજનેતા. રસિક કવિહૃદયનું લક્ષ્ય, દ્વારકાની છાપ પામેલા સંત-પંડિતોપરથી ખસે, ને સમાજ તથા સુન્દરીજીવન પ્રત્યે ઠરે; પોતાના સાહિત્યની સાચી કિંમત કેવળ વિદ્વાનો પાસેથી નહિ, પણ સમાજના લોકસમુહ પાસેથી સંતોષપ્રદ અંકાતી થાય એમ ઇચ્છે, તો જે ગેય-કાવ્યોનો ફાલ હાલ ઓછો ઉતરે છે, તે વસંતઋતુમાં ખીલતાં ખુશ્બોદાર પુષ્પો પેઠે પૂષ્કળ જથામાં ફાલે ને ફળે.[૯]

## ઉપસંહાર ૪

ઇચ્છું છું કે આ વસ્તુનિર્દેશને કોઇ કાવ્યચર્ચા ન માને. તે કામ, એ વિષયના નિષ્ણાત સાક્ષરો જ ભલે કરે. અહીં તો, સમાજની તથા સંસારશોભન ગુણિયલ ગૂજરાતણની દૃષ્ટિએ, જેવા કાવ્ય-સાહિત્યની અનિવાર્ય જરૂર મને જણાઇ, તે વિષે ફક્ત અંગૂલિનિર્દેશ થયો છે, એમાંથી, મારા સમવયસ્ક કાવ્ય આલેખક મિત્રો, યોગ્ય લાગે તેટલો સાર અપનાવી લેશે, તોય "આંગળી બતાવ્યાનું પુણ્ય" મળ્યું માનીશ.

'આંગળી બતાવ્યાનું પુણ્ય' જેવાં શ્રદ્ધાળુ વેણ વાપરૂં છું: દાનગ્રાતા હોય, પણ દાનદાતા ન હોય તે એમ જ સંતોષ માને છે ને? આ થરડાયલી કલમનેય, અનુભવસિદ્ધ સ્વતંત્ર વિચારો વ્યક્ત કરવાની આજ તક મળી, તેથી જ મને પણ સંતોષ છે.

---

૯ મુંબઇમાં મળેલી આઠમી સાહિત્યપરિષદે મંજુર કરેલા "આવતી કાલની કવિતા" નામના મારા નિબંધમાંથી આમાંનો કેટલોક ભાગ અહીં લીધો છે.

'તેથી જ' એટલા માટે કે 'અંજલિ'માં અને તે પહેલાંનાં કાવ્યપુસ્તકોમાં, ઈચ્છી રહ્યો છું એ કોટિનું જ સઘળું ને સર્વાંશે સફળ સાહિત્ય સમાજ કે સુંદરીને ચરણે ધર્યું હોય એવો દાવો ધરાવતો નથી.

એવો 'દાવો' નથી જ, એમ માનનારને દિલની એક વાત કહી દઉં, કે જ્યારે પણ કવિતાની સર્જનાત્મક પંક્તિઓના પ્રસંગો મળ્યા હશે, ત્યારે આ દીનદષ્ટિમાં, સાક્ષરસૃષ્ટિ નહિ, પણ કેવળ લોક-સમાજનાં નિદર્શન થયાં છે–અને એ દર્શન-પ્રેરણા પણ કેવી? ખેડ ખાતર ને પાણીના જબ્બર જથા વડે, વાવેતર એવાં થાય, કે તે વંઠે નહિ પણ એમાંથી, આવતી કાલની કવિતાનો ફાલ જોઇતા પ્રમાણમાં ફાલે-ફળે ને ગઇકાલનાં નર્યાં છન્દોબદ્ધ, ગૂઢ ને દિવ્ય કાવ્યોનું સ્થાન તે લઇ લે.

નિકટનું એ ઉજ્જવળ ભવિષ્ય આલેખતી પ્રસ્તુત ભાવના કેવળ આકાશકુસુમવત્ છે શું? શુધ્ધ બુધ્ધિનો વિશુધ્ધ આશાભર દૃષ્ટિપાત, મારી પેઠ "તરુણાવસ્થા" ભોગવતા નવકવિગણ મિત્રો તરફ ઢળે છે કે તરત, અંતરને સાત્ત્વિક આશ્વાસન મળે છે જ, કે માનું છું તે ઉડતા તરંગો નથી, પણ આચારનું સ્વરૂપ લેનાર નિર્મળ વિચાર છે.

વસ્તુનિર્દેશના પ્રારંભથી માંડીને અહીં સુધી તો પ્રાસંગિક વિવેચન થયું. બાકી જે રહ્યું, તે પ્રસંગના પ્રધાનઅંગનું. જીવનની વિચિત્ર પરિસ્થિતિમાં લખાયલાં પ્રસ્તુત કાવ્યો વિષે અતિવિસ્તાર આવશ્યક નથી, એટલે સ્વલ્પ અનુભવો ઉતારીને જ અટકીશઃ

સ્થૂળ સુખોની સમૃદ્ધિથી કંટાળેલા અને દુઃખની ઉત્તરોત્તર અભિવૃદ્ધિથી ત્રાસેલા દગ્ધ જીવનને, ઉજડ રણવગડે અમૃતબિન્દુ

સમાન, માત્ર સાહિત્યસેવન સિવાય અન્ય એક પણ રામબાણ ઓષધ અનુભવાયું નથી.

માતૃવત્સલતાની મીઠી હૂંફ, પત્નીનો નિર્મળ પ્રેમ અને મહાપ્રયાસે હતાશ થયા પછી અનાયાસે પ્રાપ્ત થએલ સુહૃદનો સ્નેહ : ત્રિવેણીસંગમ જેવા એ ત્રિપુટીના સુયોગ છતાં, જણાતા "સુખી" જીવનના સૂક્ષ્મ અણુપરમાણુ વચ્ચે ધીકતી અગમ્ય મનોવેદનાથી, ભઠ્ઠીમાં કોડિયાના સંપૂટ ભિતર પીગળતા સુવર્ણ પેઠે જીવનરસ પીગળી જતો હોય અને તેને ટકાવી રાખવાની માત્રા માતા, પત્ની કે સુહૃદ–કોઇનીએ પાસેથી મળે નહિ, તેવી કરુણ પરિસ્થિતિમાં કવિતા ને સંગીત જ મારાં સાથી થયાં છે. તેમાં તન્મય થાઉં, કવિતા રચાય, દુઃખમય આનન્દ સાથે કાંઇક આત્મશાંતિ અનુભવાય અને એવી વિરલ ક્ષણોમાં ઉતરેલી કવિતા, એવા જ બીજીવારના પ્રસંગે વાચતાં દગ્ધદિલમાં રસસિંચન થાય!

એ રીતે 'અભ્યાસ'નો પરોક્ષ અનુભવ પ્રત્યક્ષ થયો, કે "કવિતા જ આપણા સ્થૂળમાં સ્થૂળ ભાવોનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ રસ છે. આપણી વૃત્તિનું વિશોધન કરનાર અગ્નિ છે. આપણા ભાવોને ઉત્તમતાએ ઉરાડનાર પાંખ છે.[૧૦]" સાક્ષરની એ શબ્દ–સાંકળીમાં એક અંકોડો ઉમેરી શકાય, કે કવિતા, શાશ્વત આત્મસૃષ્ટિમાં વિહરાવનાર અનેરી આંખ છે.

આત્મસૃષ્ટિના સ્વલ્પ વિહાર પ્રાર્થનાએ આપ્યા. પણ એ ક્ષણો અતિમોંઘી લાગી. એ પણ જાણ્યું, કે તે પ્રયાસસાધ્ય નથી. કવિતા, હાલની આર્યવનિતા જેવી પરાધીન છે નહિ ને થનાર નથી. તેની કૃપા થાય કે થવાની હોય ત્યારે વળગણ વળગ્યું હોય એવી સ્થિતિ

---

૧૦ સ્વ૦ મણિલાલ દ્વિવેદીકૃત 'પ્રેમજીવન'ની પ્રસ્તાવના

અનુભવાય–વધારે સ્પષ્ટ શબ્દોમાં કહું તો, સગર્ભા સ્ત્રીને, પ્રસૂતિકાળની પરિસ્થિતિનું જેમ ભાન થાય છે, તેમ "હવે કવિતા રચાશે" એવો સ્વયંભૂ અનુભવ થાય છે.

એવા અદ્‌ભુત અનુભવ પછી હૃદય કવિતારસમાં જ મસ્ત! તેમાં જ તન્મય! પછી ચ્હાય તો આભ તૂટી પડે; પરવા નહિ. આત્મગૂંજન (પાનું ૮૩) રાસમાં એ અનુભવનું આલેખન છે.

બાકી કેટલાક વિચિત્ર અનુભવોય થયા છે. ગન્ધવતીની પ્રફુલ્લ ફૂલવાડીએ મળતી શાંતિ જેવા શાંત ને પવિત્ર સ્થળે આસન મંડાયાં હોય, અનનુભૂત કોઇ સોનેરી સ્વપ્નમાં રસતરબોળ થતો હોઉં, આજીવન 'બેતાળાં' ન આવે એવી આંખ, પાસે ને દૂર, કદી ન કરમાય એવાં ફૂલ નિહાળે, જોતાં નથી જણાતો એવો વાયુ ઉંડામાં ઉંડા મર્મસ્થળને સ્પર્શે, ઝીલતાં ન ઝીલાય એવાં મધુરવાંના ગહન ગીતોના પડછન્દવા જેવા સરોદથી અંતરતંબુરાના તાર ઝણઝણી ઉઠે ને ઉંડતું કલ્પનાપંખી ફુંફાળ હૈડે બેટક લે: પછી ચોક્કસ પણ સ્થિર વસ્તુની ઝાંખી થાય, તેને બંધબેસતા ભાવો પ્રકટે, ને એમ લાગે, કે હવે ફલાણા વિષયપર કવિતા રચાશે–તે રચાય પણ ખરી; પરંતુ પછી જ સમજાય કે રચવા ધારી'તી જે વિષયપર, તેનાથી જુદી જ લખાઇ ગઇ! દીપોત્સવીઅંક માટે 'શારદા' માસિક દીવાળી વિષે કાવ્ય માગે ને રચાય 'શારદાપૂજન'! (પાનું ૧૦૪) "નવચેતન"ને જોઇએ રણગીત ને લખાય વીરપૂજા! (પાનું ૩) કવિતાદેવી આવાં વિકૃત સ્વરૂપેય દર્શન દે છે, એવો અનુભવ ત્યારે થયો.

એ અનુભવ તો વિકૃત દર્શનનો. પણ દર્શન પહેલાં જ મન્દિરનો ટેરો તણાઇ ગયાનો અનુભવ નથી થયો એમ નહિ. પ્રકૃતિ-

સૌન્દર્યના વિહારમાંથી કાંઇક ચમત્કાર દીઠો. વસ્તુપર ચોટ વાગી, રસવહનનો વેગ વધ્યો. બધું થયું, પણ કવિતા રચવા જતાં જ તેને લગતું કલ્પનાપંખેરૂ પાંખ ફફડાવીને ક્યાંય પસાર! 'કલ્પનાપંખી' (પાનું ૧૦૮) એ અનુભવનું કાવ્ય છે.

કવિતાનું કલેવર ઘડાતીવેળાએ કેવા સંજોગો અને શી સ્થિતિ હતી, તેનો આછો-ઘેરો ખયાલ, ટીકાકાર તેમ ટીકાખોર ઉભયને થાય એટલા માટે છૂટાછવાયા અનુભવ સાથે પ્રાસંગિક નિવેદન ટાંક્યું છે. બાકી કવિતાદેવીના સાક્ષાત્કાર માટે ભૂમિકા ભલે સ્વચ્છ હોય, ને વાતાવરણ અનુકૂળ હોય, છતાં વસ્તુ, ભાવ કે આદર્શના શૃંગે પહોંચાડનાર કલ્પનાઅશ્વ તો તેનો સ્વાર, દેવીના પ્રસન્નમન પ્રસાદની પ્રાપ્તિથી જેટલો બળવાન હોય એટલો જ ઉર્ધ્વગામી થાય ને? અને જેવીતેવી ખીલેલી પ્રતિભાપર 'જીવનકલહ'નાં પેલાં આવરણ ઘેરાયલાં રહેતાં હોય ત્યાં, તરી આવતી અપૂર્ણતા ક્ષંતવ્ય ન ગણાય વારૂ? ભગીરથને ભૂતળપર ગંગાજી અવતરાવવાં હતાં. તેણે ઉગ્ર તપશ્ચર્યા આદરી; ગંગાજી ઝીલ્યાં શંભુએ, પણ ભગીરથને તે પ્રસન્ન તો થયાં હતાં જ ને? ગંગાજીને તે ન ઝીલી શક્યો માટે ભગીરથ ગુન્હેગાર તો નથી ગણાયો ને? કવિતાદેવીનાં તો શું, પણ તેની વીણાનાંય દર્શન થયાં હોય એવો અણદીઠ અનુભવ આ લખનારને નથી જ થયો એ વાત 'અંજલિ'ના મંગળાચરણમાં સ્પષ્ટ થએલી જ છે; કેવો ને કેટલો સાક્ષાત્કાર થયો છે એ પણ તેમાં દર્શાવાયલું છે એટલે અહીં પુનરુક્તિનું દોષારોપણ નહિ વ્હોરૂં.

છેવટ, કવિતાના આલેખન સમયની સ્થિતિ અને સંજોગો પ્રદર્શિત કર્યા પછી કવિતા કેવી લખાઇ છે, એ લખવા જતાં કલમ ત્યાં જ અટકી પડે છે. નથી સમજી શકતો કે તે કેવી લખાઇ હશે; અને કોશેટો તેના રેશમની કુમાશથી ક્યારે અનભિજ્ઞ નથી હોતો?

કવિતા જીવનસંગ્રામ વચ્ચે લખાઇ છે, છતાં મને સંતોષ છે: મેન્ડોર વળી પ્રોત્સાહન દે છે, કે મધુમક્ષિકાઓ જે મધ તૈયાર કરે છે, તે કેવળ ગુલાબ કે સાકર જેવા મિષ્ટ પદાર્થતત્વોમાંથી જ નહિ, પણ ઘણીવાર તો અત્યંત તીખાં ને કડવાં પુષ્પોનાં પણ સત્વ ચુસાયલાં હોય છે.

ગમે તો કડવાં-તીખાં હોય, હોય પ્રસ્તુત ગેયકાવ્યો પૈકી એકાદ પંક્તિ પણ એકાદ શુષ્કજીવનમાં રસસિંચન કરનારી નીવડશે તો પણ 'અંજલિ'નું પ્રકાશન સફળ સમજીશ.

દેવશયની
એકાદસી, સં. ૧૯૮૨
અમદાવાદ

કેશવ હ. શેઠ

# સાંકળિયું

રાસ



પ્રાર્થના

દીઠાં મન્દિર દ્વાર: તાર ઝણઝણ્યા: પ્રત્યક્ષ ના થે જોયાં,

સ્પર્શ્યાં સૂક્ષ્મ સરોજ કિન્તુ મળ્યે, કો દિવ્ય ભાવે ભીનાં:

પાડ્યો પુષ્પપ્રસાદ: સૌરભિ ઉરે દીઠી ન—જે પીગળી,

સ્પર્શ્યાં એમ પરોક્ષ દેવી પૂજ્ય, તે ધ્યાને ધરૂં “અંજલિ.”

*

## પ્હૅરોઢ



જગતજેતા, ગઈકાલના ભારતે,
    વિષમ ઘન વાદળે વ્યોમ છાયું;
આથમ્યાં ઘોર અન્ધાર એ રાતનાં,
    ને ભયો ભોર: "વીર-વ્હાણું" વાયું:
        નવલ તેજ દિગન્ત વિષે છવાયું:
        વિમલ જલપ્રદ વહે મલય વાયુ:
        અમલ નુરપૂરે અરુણફૂલ ન્હાયું:

કમલવન વેરતો કિરણ કંચનવરણ,
   આજ રવિરાજ દે વરાભયાઈ;
મન્દિરે મન્દિરે અમર રસઉત્સવો;
   ગહન સૂણ્ય : સમજ : સુરવેણું વાઈ :
      ખીડયાં પદ્મની પાંખડીઓ વિકાસે:
      ખીડયાં પોપચાંને ભરી પુણ્ય પ્રકાશે—
      પથિક! પંથ લે દેવોનો દિવ્ય આરો:

ઉઘડે દ્વાર મંગલ મુહૂર્તે યદિ
   ભીતર જગદમ્બ ભારત વિરાજે;
ભક્તજન વતનના જતનઅર્થે પરમ—
   યજ્ઞદીક્ષા ધરે મુક્તિ કાજે:
      વિજયઘોષથી સારું બ્રહ્માન્ડ ગાજે:
      અભયવર દેઈ દેવી નવાજે:
      પીંવા પ્રેરણા ચાલ,વીરા ચાલ,આજે.

# વીરપૂજા

ઇતિહાસાંકિત પાને પાને,
વીર કુલોત્પન્ન શૌર્યવીરતા ને યશ ગુણ જય ગૌરવ ભરપૂર;
ગીતાગાયક નાયક કૃષ્ણે સિંચ્યાં શાશ્વત નવલાં નૂર:
જય રણધીર! વન્દન વીર!

ભારતના ભડ પુત્રે પુત્રે,
ધર્મપરાયણ સ્વાર્પણ સૂત્રે, ભર્યો ભર્યો ગાજે ભૂતકાળ;
રાજપૂતો એ બાહુ પ્રભુના, ને અમરોના દૂધમલ બાળ:
જય રણધીર! વન્દન વીર!

મહી, નર્મદા, તાપીતીરે,
સંસ્કૃતિપુર મન્દિર મન્દિરે, ઉભરાતાં ભરસિન્ધુ જેમ;
તેજ પુરાતન તે પૂર્વનાં, પૂર્વજ જેના સૂરજ-સોમ!
જય રણધીર! વન્દન વીર!

યશ કીર્તિ ગૌરવ ગુણ ગાતાં,
જન-રાજનકુળ પાવન થાતાં, રઘુકુળમણિ ક્ષત્રિવર રામ;
કુરુશ્રેષ્ઠ વીર પાર્થ, યુધિષ્ઠિર પૂજાતા જે ઠામેઠામ:
જય રણધીર! વન્દન વીર!

ફેડ્યું આવરણ અધર્મ કેરું,
જન્મ્યા તવ ધરી કન્યા-ગોર, ક્ષત્રિ બુદ્ધ ને વીર ભગવાન;
દયા ક્ષમા શાન્તિનાં જેણે સત્ય પ્રેમ પઢવી દીધ દાન:
જય રણધીર! વન્દન વીર!

ચન્દ્રગુપ્ત નૃપ યવનવિજેતા,
ધર્મનીતિનો અશોક નેતા, નસનસમાં ક્ષત્રિશોણિત;
વિવિધ કલા સાહિત્ય સંસ્કૃતિ; પુનરુદ્ધારક વિક્રમાદિત્ય:
જય રણધીર! વન્દન વીર!

શક, હૂણનાં પરદેશી ટોળાં,
ઝૂઝી સમરાંગણમાં રોળ્યાં, કીધાં અમૃત અવગાહન;
ગરવા એ ગોહિલ પૂર્વજનો આલે શક શાલિવાહન:
જય રણધીર! વન્દન વીર!

પૃથિવિરાજ ચહુઆણ પ્રતાપી,
"હર્ષ"-કીર્તિ દેશાન્તર વ્યાપી; શિવાજી ને જયસિંહરાજ;
ઝાંખો કીધ ન પ્રતાપરાણે, મરણાન્તે તરણીશો તાજ:
જય રણધીર! વન્દન વીર!

અનંત જ્યમ નિર્મળ આકાશે,
નવલખ તારકતેજ પ્રકાશે, પ્રકટાવે નૂર રોમે રોમ;
રણરસિયાં રજપૂત કથાનકથી ઉજ્જ્વલ ત્યમ ભારતભોમ;
ઓ ભૂતકાળ! પન્થ ઉજાળ;

* * *

વીરપૂજાનો યુગ મંડાયો,
રજપૂતજનનીકુળ રંડાયાં કે જાગ્રત છે જ્વલંત જ્યોત?
ક્યાં એ કાળભૂખ્યા ભડવીરો, નિરખી થરથર કંપે મોત!
ઓ નિષ્પાત, રજપૂત માત!

જનની જણતી ભક્તજનોને,
દાતા કે શૂરવીર મર્દોને; તજે કપૂત કે કાયર કંથ;
લજવાતાં કુળ, વીરાંગનાઓ કેસરીઆં કરી આણે અંત:
જય વિખ્યાત, રજપૂત માત!

સ્વતંત્રતા ને સ્વધર્મ કાજે,
સ્વદેશની ઇંટે દિલદાઝે, રાજપૂતો ખેલ્યા ખાંડે;
શૌર્યજ્વાલશી વીરાંગના તબ રણસાજે સજવા માંડે:
જય વિખ્યાત, રજપૂત માત!

મૈયા! તુજ ધાવણનો મહિમા,
શાશ્વત ને બળપ્રેરક મહીમાં, પ્રકટાવે જડમાંયે પ્રાણ;
પ્રાચીન તુજ એ પરિવારનો, શાહુમરત ક્યમ ભાસે બાણ?
જય વિખ્યાત, રજપૂત માત!

વીર ચાવડી જનની, જેનાં-
ક્ષાત્રધર્મ શીખવતાં મ્હેણાં સુણી સજ્યાં પુત્રે હથિયાર;
અમરગઢને મોગલ દળથી મુક્ત કરી ગજાવ્યો જયકાર:
જય વિખ્યાત, રજપૂત માત!

રાણો રણથી હટતો જાણી,
ક્ષત્રાણી હાડીજી રાણી "નહિ ઉઘાડે" કહી વાર્યો દ્વાર;
જોધપુરની ગૌરવગાથાના હજુયે હૈડે ભણકાર:
જય વિખ્યાત, રજપૂત માત!

મહા મોહિની વિંધી નાખી,
વજ્રસમી દૃઢ છાતી રાખી, સંચરી લઈ રણમાંથી તાજ;
તારામતીનો જોટો જડવો દેશાન્તરમાં દુર્લભ આજ:
જય વિખ્યાત, રજપૂત માત!

મસ્તક ધડથી જુદું કીધું,
જઈ દાસીએ નૃપને દીધું, નિવાર્યો સ્વામીસન્દેહ;
રાઠોડવંશી એ નવવધૂનો જયટંકારે જડીઓ સ્નેહ:
જય વિખ્યાત, રજપૂત માત!

બાર વર્ષની વીતી ઘડિયો,
જૂનાગઢનો કિલ્લો પડિયો, સ્વર્ગ સિધાવ્યો રા'ખેંગાર;
ફૂલબાળુડાં મરવા દઇ બે, સજ્યા દેવીએ સતી શણગાર:
જય વિખ્યાત, રજપૂત માત!

દગો બાદશાહે દીધો'તો,
ભીમસિંહ સ્વાધીન કીધો'તો, પદ્મિની તવ કરે પ્રયાણ;
જખમારે દુશ્મનદળ, રાણી ચિત્તોડ લઇ ચાલી'તી પ્રાણ:
જય વિખ્યાત, રજપૂત માત!

ઓળખી આપદ્ધર્મ પિતાનો,
મોક્ષ ગણી પિતુજંગ જીત્યામાં, પય પેઠે પીધાં વિષપાન;
વીરાંગના એ ચિત્તોડગઢની કૃષ્ણકુમારી મહિમાવાન:
જય વિખ્યાત, રજપૂત માત!

હીર્બોધુ સ્વામીને કરવા,
પુત્રભોગ જોગણુને ધરવા, વીરમતીને નહિ સંકોચ;
જૌહર, ચિતા, કેસરિયાં: સૌ ખડાં ખચિત કરે રોમાંચ:
જય વિખ્યાત, રજપૂત માત!

* * *

શૌર્ય, ભક્તિ, સાહસ, વીરતાની
મૂર્તિ-પરાક્રમ ને પ્રભુતાની, અદ્ભુત જગદંબા અવતાર!
સુણ હાકલ વાગે શી હિન્દે, દર્શ ફરી દે એક જ વાર;
ઓ વિખ્યાત, રજપૂત માત!

ભારતની ઓ ભાગ્યવિધાતા,
પૂર્વ-પનોતા પુત્રો માતા! શરૂ-કરવા સૂરાપાન!
સ્વતંત્રતા વેચી વિલાસે, વ્યસને થઇ વશ, ખોતા માન!
ઓ વિખ્યાત, રજપૂત માત!

રાજવીર્ય જઈ ક્યાં વેરાતું?
અમૃતગર્ભે વિષ ભેળાતું! ક્ષત્રિવટ ક્ષયથી લય થાય!
સમૃદ્ધિ જ્યાં ઉછળતી, ત્યાં ધરતી આજે ખાવા ધાય!
ઓ વિખ્યાત, રજપૂત માત!

ઉઠ, સમાધિ છોડી સર્જ઼ થા,
રણઘેલી. ઓ રજપૂત જનતા! અર્વાચીન તુજ વેલા આજ;
બ્રહ્મચર્ય, વીરતાલીમ, ઐક્યે ખડો અત્રુના કર ભતકાળ:
ઓ વિખ્યાત, રજપૂત માત!

આત્મવિસ્મૃતિકાળ આથમ્યો,
ભારત ઊઠ્યો વિશ્વ સાથમાં, સ્વરાજ્યનાં ચમકે ચેતન;
રાષ્ટ્રવેદીમાં સ્વાર્પણ મંત્રે હોમાતાં પાવન જીવન:
એ વિખ્યાત, રજપૂત માત!

જે મુક્તિને કારણ સન્તો
મથે મહાયત્ને પુણ્યવન્તો: ફળે યત્ન કે નિષ્ફળ થાય;
સ્વાર્પણસિદ્ધિથી તે મુક્તિ રણરસિયાંને પડતી પાય:
એ વિખ્યાત, રજપૂત માત!

દેવદુંદુભિ ગગડે ગગને,
નિમંત્રણ દે સ્વદેશયજ્ઞને, ઘટઘટમાં ગાજે બ્રહ્મનાદ;
હવિ, જીવનના હીરે હોમી લેવો પૂર્વજ આશીર્વાદ
સિંહણ સૂત, એ રજપૂત!

## વીરાંગના

સમરાંગણનો સોહે શિર મ્હોડ રે,
એને રણખેલનના કોડ;

સિંહસુરોરે ગાજતાં રે, ગિરિકંદર વનવાટ;
ગર્ભ ગળે, સિંધુ ઉછળે, સુણી વીરાંગના–વીરહાક:
—એને

મેરુ ઝીલે ઝડી મેઘની રે, ઊભો અવિચળ ઠામ:
સૂસવતાં શર મોરચે ઝીલવા આતુર આઠે જામ;
—એને

પૃથ્વીનાં પડને ભેદતી રે, પલકારે વીંધે વ્યોમ;
વીજ એવી જેનાં લોચને ચમકે જીતના જોદ્ધાનાં જોમ:
—એને

વજ્રકોટે ઝૂલતી રે શોણિતતરસી તેગ;
ખાંડાની ધારે ખેલવાં જેને રણચંડીને વેગ:
—એને

જીતે દશેન્દ્રિય જૂથને રે જોગીડા નિગ્રહ જોગ:
ઝૂઝે અરિદળ જીતવા, વણ બીક કે ભડને ભોગ:
—એને

ધન્ય ઘડી એવી યુદ્ધની રે અમૃતચોઘડીએ કોડ;
ભરતભવાની ખેલશે ને વધાવશે સુરલોક:
—એને

# મંગળઘાટડી

હો નણદલવીર વરણાગી રે, અશ્વ જુએ રણવાટડી;
લ્યો સંગે, હઠે વર માગી રે, મા ભૂલિયે મંગળઘાટડી!
—ધ્રુવ

લગ્નયજ્ઞની અમૃતઘડિયે, લીધાં વ્રત—સહચાર;
અમરસ્મરણરૂપ રણવાસે કે જંગે રણમોઝાર:

સહજીવનકેરી સાક્ષી રે, પરણેતર મંગળઘાટડી!
—હો

બળિભદ્રને વજ્ર વીરોચિત બખ્તરગૂંથ્યાં ઉર;
ધર્મઢાલ બાહુ શોભન: સર્વાંગે સાવજશૂર:

રણખેલનની લ્હે લાગી રે, મા ભૂલિયે મંગળઘાટડી!
—હો

વ્યૂહ વિંધતાં અભિમન્યુને સંગ્રામે બળ દીધ;
જન્મી જેણે જંગરંગ ગળથુથીશું ધાવી પીધ;

હું ઉત્તરા હુંયે સાચી રે, મુજ ઉજ્જ્વળ મંગળઘાટડી!
—હો

રસરાણી તમ, વીરરસતરસીને રણ લેશો સાથ;
રથધરી તૂટ્યે કૈકેયીએ દીધલ આડો હાથ:

એવી હુંયે બડભાગી રે, મા ભૂલિયે મંગળઘાટડી!
—હો

પાણુ તૂટતાં શિરશ્રેણીથી મનુષ્ય સાંધ્યું નાથ!
ત્રિંહણપયથી ઉભરેલી એ વીરાંગનાની જાત:

"શક્તિ" તમથી સુહાગી રે, મુજ અમ્મર મંગળઘાટડી!
—હો

મુવડસૈન્ય સામે કર સાહી મુગળ, સમોવડ ભીમ—
ધસી દાસીઓ: જયશિખરનું શવ કીધું સ્વાધીન:

ક્યમ જીવાય કહો એકાકી રે, રણ રોઝું મંગળઘાટડી!
—હો

અકબર—હલ્લો પાછો વાળ્યો, હંફાવ્યા બહુ શૂર;
સૂર્યસમું એ ચાંદબીબીનું તપે નિરંતર નૂર:

હાકલ દિગન્તે વાગી રે, અશ્રુ લુએ રણઘાટડી;
લ્યો સંગે, લઈ વર માગી રે, મા ભૂમિએ મંગળઘાટડી!

# વીરાંગનાઓનો વિનોદ

સખી! કયમ વ્હાલો તુજ ભરથાર?
કહે, કંઇ કહે કન્થ—વહાર:

"કેસરી ફેંટો, મુચ્છ વાંકડી, આંખડીમા અંગાર;
"સ્નાયુ વજરા, ઢાલશી છાતી, કટિયે કસી તલ્વાર:
"કનકનો તોડો પદમોઝાર:
"પ્રતાપી સૂર્યવંશી અવતાર:

"દીપાવે ભર્યો રાજ દરબાર;
"મને એ વ્હાલો મુજ ભરથાર."

—સખી!

"નસનસ વ્હે વીરશોણિત ઉન્હું ઉછળે સુર્ણી પડકાર:
"પ્રશ્ન શ્રવણે હૈડાના શુદ્ધ ક્ષાત્રધર્મ—ધડકાર:
"રૂપેરી તોડો પદમોઝાર;
"પ્રતાપી ચન્દ્રવંશી અવતાર:

"દીપાવે ભર્યો રાજ દરબાર:
"મને એ વ્હાલો મુજ ભરથાર."

—સખી!

"ભોગવિલાસી સ્વાત્મસમર્પણ, જગ જનેતા વ્હાર;
"રોગ હોય તો રણખેલનનો, શનજનતે તોખાર:
"કૂખ ને કુળ દીપાવણહાર;
"પ્રતાપી ક્ષાત્રવંશી અવતાર:

"દીપાવે ભર્યો રાજ દરબાર;
"મને એ વ્હાલો મુજ ભરથાર."

—સખી!

" આંતરડાં ઉતરડાયાં'તા ફરતા અરિદળ ઠાર;
" ગળ્યાં ગાત્ર, શિર ઢળ્યું ગરદને, ગ્રહેલી ત્હોય કટાર!
" જીતીને જયદેવી વરનાર;
" મરે તો ખુલ્લાં મુક્તિદ્વાર:

" દીપાવે ભર્યો રાજ દરબાર;
" મને એ વ્હાલો મુજ ભરથાર."

—સખી!

" વૃષ્ટિસમી શરઝડીઓ ઝીલતાં ઘેર્યો રિપુ સરદાર;
" પડ્યા ખેલતાં અરિનાયકનું ધરણી ઢળ્યું હથિયાર:
" કન્થ તવ કરે મ્યાન તલવાર;
" ક્ષમાના ધરે વીર શણગાર:

" દીપાવે ભર્યો રાજ દરબાર;
" મને એ વ્હાલો મુજ ભરથાર."

—સખી !

વચને વિધિરેશા, કેસરી કર્મ, અમરોશા આચાર:
" નેક–ટેકનો વ્યસની વ્હાલમ, અભય ગુંથ્યો ઉર તાર:
" કંપતો નિરખી જેને કાળ;
" ધરી મેં એ વરને વરમાળ:

" વધાવે અમરફૂલે ગીરનાર;
" મને એ વ્હાલો મુજ ભરથાર."

—સખી!

# પરશુરામ પરાજય

—

ધ્રૂજે ધમધમતી ધરણી
          ને પ્રચન્ડ વાયુ વાય;
ગગને તેજોજ્જ્વલ તરણી,
          વંટોળે છેક છવાય !

ગીધ કાગ કારમી ચીસે,
          શો કરે કરુણ પોકાર !
મૃગ ઉતરે દક્ષિણ દિશે,
          વાગે ભયના ભણકાર !

દળ–વાદળ ચહુદિશ ચઢિયાં,
          તૂટતી દિસે દિક્પાળ !
શાં અશુભ આ ચોઘડિયાં,
          કે પૃથ્વી—પ્રલયકાળ !

દવ લાગે જેમ વન વિષે,
          અંતર ભભુકે ત્યમ લ્હાય !
નિર્માણ ચહ્યું શું હશે ?
          દશરથ દિલ કંઈકંઈ થાય :

ક્ષત્રિકુલ શોણિત—તરસી,
          યદિ ! વિદ્યુતને ચમકાર ;
કર સાહી તીક્ષ્ણ ફરસી,
          લોચન ઝરંત અંગાર :—

ઓ આવે ઉગ્ર સ્વરૂપે,
પ્રલયશા પરશુરામ;
નિહાળ્યા દશરથ નૃપે,
ને હારે બળ, ધીર, હામ!

"ઓ રામ, ક્ષાત્રનૃપજાયા!
"તુજ પરાક્રમો પ્રખ્યાત;
"ફૂલદાંશી કોમળ કાયા,
"પણ કીધા અસુરો મ્હાત:

"વળી જશ ને જાનકી જીત્યાં,
"જઇ જનકરાય—મન્દિર;
શિવધનુર્ભંગ ત્હેં કીધો,
"એ હેઠ વસિયું હીર:

"નિજ ચાહુ હીર-કસોટી,
"લે દઉં બીજું કોદંડ;
"તુજ જગાવ નૂરભર જ્યોતિ,
"ને ચઢાવ બાણ પ્રચંડ:

"યદિ હોય ક્ષાત્રબીજ સાચાં,
"તો કર ત્રિભુવન ટંકાર;
"ને કસવા બળ તુજ તાનં,
"ઝીલ દ્વંદ્વયુદ્ધ પડકાર:"

• "શરદેન્દુ રોજ કળાએ,
"કરતો રજની રળિયાત;
"ઉજ્જ્વલના આથમી જાયે,
"પ્રકટંતાં ભાનુ પ્રભાત:

"મદભર વચનો મા બોલો,
"છો છત્રછાયસમ આપ;
"મમતે શક્તિ રગદોળો,
"ને વ્યર્થ ગુમાવો માપ:

"શી દ્વંદ્વયુદ્ધ—અભિલાષા !
"ઓ બ્રહ્મપુત્ર બળવાન !
"શિશુ સામે જયની આશા!
"શાં વધશે તેથી માન ?

"કીધા નક્ષત્રિ પૃથ્વી.
'ઈર્ષાથી અશ્વોસવાર;
"યદિ હોય વળે ના તૃપ્તિ,
"તો થાઓ બસ તૈયાર:"

કહી દશરથનન્દન કોપ્યા,
જોઈ જમદગ્નન અભિમાન;
દઈ વિષ્ણુ-ધનુષ્ય જ શોભ્યા,
પાર્થિવબળી પરશુરામ:

પડછન્દ પડ્યા ત્રિલોકે,
દશરથસુતને ટંકાર:
પરશુનો આત્મન્ શોકે,
ગળવા માંડ્યો હુંકાર:

જપ યજ્ઞ યોગ તપબળનાં,
ને દૈવી બ્રહ્મપ્રકાશ;
તેજોહીન મુક્તાફળશો,
ઘટી પ્રભાવ, થાય વિનાશ:

નિસ્તેજ—અચેતન કીધાં,
પરશુનો પાર્થિવ પ્રાણ;
તેજાકર્ષણ કરી લીધાં,
રઘુપતિએ એંચી બાણ.

સોહે ફલવતી ધરણી,
ને નિર્મળ વાયુ વાય;
ગગને યશઉજ્જ્વલ તરણી-
ના તેજે ત્રિભુવન ન્હાય.

દગ-વાદળ સૌ વિખરાયાં,
ને વર્ત મંગળ આ ;
મદ તેજ બધાંય બુઝાયાં
પ્રકટતાં રઘુકુળ—ભાગ

એ મુહૂર્ત મંગળ ક્યારે,
મુજ પરવશ ભારતદ્વાર ?
હણવા પાર્થિવબળ જ્યારે,
પ્રગટે રઘુપતિ અવતાર:

ઓ ત્રિકાળજ્ઞાની સન્તો,
શા તપસ્વીઓ ! સત્ય ?
ઓ સમાધિસ્થ મહન્તો,
ગૂઢ વાંચો ભાવિ ભાખ.

*

તપોવન

૧

લાડીલાં બાલ હરિણ-વિહાર,
મધુરવાં કરે વેદ-લલકાર;
ઝરંતાં નિર્ઝરિયાં મૃદુ ધાર,
લીલોતરી હળે અઢારભાર:

હરિયાળી લીલી કુંજનિકુંજે, વસન્તના નિત્યવાસ:
યોગ કર્મ ને તપકર્જીવશ સોહંત બટુક અભ્યાસ:

શ્વાસ પ્રતિશ્વાસે સત્ય ધુંટાય;
અમરગણ અવતરવા જ્યાં ચ્હાય:

તપોવન બ્રહ્મતંજભર રમ્ય,
કલા પ્રકૃતિએ ગૂંથી અગમ્ય;
અલૌકિક તીર્થક્ષેત્ર અભિરામ,
અદ્વિતીય ધર્મ-પુણ્યનું ધામ:

મન્દમન્દ સમીરણની લહરે અમીવર્ષણ છંટાય;
ચહુદિશ તરુ ફળ ફલડે ફૂલડે ગીત ગહન સુણાય:

થાય મનુહૈડાં શીતળ હેમ;
મધુરમધુ પરિમલ અર્પે પ્રેમ:

વહતું નિર્મલ પાવન નિત્ય-
વ્યાધિહર વાતાવરણ પુનિત;
તપોવનની રક્ષાને કાજ,
હુંકારે થાય ખડા વનરાજ:

શોક મોહ ને સૃષ્ટિભેદ, સૌ વ્યષ્ટિભાવ ભુલાય;
દૃષ્ટિદૃષ્ટિમાં સમષ્ટિતરંગો અણુકણ્યાં અંજાય:

ગાય કિન્નર નારદ મહિમાય;
બ્રહ્મરજ દુર્લભ ત્રિભુવનમાંય:

દર્શથી ઠરે હૃદય-લોચન,
સ્પર્શથી પતિત થાય પાવન;
પ્રવર્ત્તે બ્રહ્મર્ષિની આણ,
આણમાં વસ્યાં વિશ્વ કલ્યાણ:

સન્ધ્યાદિ ષટ્કર્મ—ધર્મથી સિદ્ધિ સાધના ઈષ્ટ;
કુદરત—અંકે બ્રહ્મરસભીના વસે ઋષિજી વસિષ્ઠ-

ચિત્ત કરી ચિદાનન્દમાં લીન,
તપે તપ અહર્નિશ દિનદિન:

* * *

**રેખાયત**

૨.

કમલવનમાંય ઉઘડતે પ્હોર,
ઢળે રવિકિરણો તેજભિલોર;
ભરે બ્રહ્માન્ડ સુવર્ણપ્રકાશ,
પ્રફુલ્લિત પામે પદ્મ વિકાસ:

સૈન્યદળસહ નૃપતિ વિશ્વામિત્ર પધારે તેમ;
"ધન્ય તપોવન થયું" કહી ઋષિવર પૂછે કુશળક્ષેમ:

પ્રેમથી છલકાતે ઉરભાર,
કરન્તા વસિષ્ઠજી સત્કાર:

વૃક્ષશાખા પવને લ્હેરાય,
પુષ્પ, પથ વધાવવા વેરાય:
પ્રતિપળ વિહંગ ટહુકા થાય,
ભાવ સૌ સ્વાગતના સૂચવાય:

ઝમઝમ ઝરતાં ઝરણાં ઉછળે, હરણાં મન હરખાય;
કિન્નરકંઠે બટુકો મળી મુખ વેદમંત્ર શુચિ ગાય:

થાય મન વિશ્વામિત્ર પ્રસન્ન;
અતિથિસત્કાર વિલોકી અનન્યઃ

પધારી મનભર સુન્દર સ્થાન,
નૃપે કીધાં ગંગાજળ પાન;
શમ્યાં શ્રમ તાપ શાંતિને દ્વાર,
અત્રે મુખ વસિષ્ઠજી ઉદ્ગારઃ—

"રાય! પનોતે પાય પધાર્યાં, ખેડી દૂર યોજન:
"અભિલાષા અવગણશો મા, લ્યો અત્ર આજ ભોજનઃ"

સૈન્યગણ સહિત નિમંત્રણ થાય.
વેણ ઋષિનાં કયમ ઉથાપાય?

આશ્રમે કલ્પવૃક્ષશી ગાય,
દિવ્ય 'શબલા' નામે સોહાય;
નિત્ય એ હોમધેનું પુનિત,
ધરે માનવાંચ્છિત સૌ સાહિત્ય :

આજ્ઞા સુણી પાચક ઋષિવરની, ભરેલ ષટ્રસસ્વાદ-
અમૃત શો, શબલાએ દીધો, સહુને મિષ્ટ પ્રસાદ.

આમ આતિથ્ય સ્વર્ગશાં થાય.
રાય મન કુતૂહલતાં નવ માય.

* * *

૩

તૃષાતુર નૃપને આદરમાન–
કરાવ્યાં'તાં શેલડીરસ પાન:
લોભી પુરપાલ રસે લોભાય,
શુષ્કમન સમ રસ પણ સૂકાય !

સૂકાય વિશ્વામિત્રતણું ત્યમ, જમણતૃપ્ત જીવન;
શબલાને સ્વાધીન કરવા, મતિભ્રષ્ટ થયો રાજન:

અન્નદાતાપર પણ અપકાર!
સ્વાર્થભર સરે નૃપ ઉદ્‌ગાર:—

"ભૂખ્યાં દ્વિજ ઠાર્યાં ભોજનપાન,
"લૂખાં દક્ષિણા હિણાં પણ દાન;
"દીપશે શબલા મુજ મન્દિર,
"નૃપ હું વાંચ્છું ભેટ રૂચિર:"

"અણચિંતવ્યા પણ અતિથિ છો મુજ આશ્રમ ભૂપતિ! આજ;
"શાસકધર્મથી ભ્રષ્ટ થતા મા, દૂષિત કરવા તાજ:

"લાજ કુળ મર્યાદાને લોપ,
"રાજ્યપર ઉતરે ઈશ્વરકોપ."

સુણી નૃપ કરે રક્ત લોચન,
બળે ક્રોધાનળથી વનવન;
વાય સુક્કા વાયુ સહુ ઠામ,
આવરણ વાદળઘેર્યું શ્યામ !

પગલે પગલે છાયા પળતી : કીર્તિ પરાક્રમી પાસ ;
શબલાથી ત્યમ ત્યજાય કયમ ઋષિનો જીવન સહવાસ ?

આશ તુષાર સમોવડ ખેલ,
પીગળે ને પામે નૃપ ખેદ !

"ભર્યા દઉં કંચનના ભંડાર,
"હસ્તિ, રથ, અશ્વો પાણીદાર ;
"કોટિ ઘુઘરિયાળી દઉં ગાય,
સમર્પું માગો તે ઋષિરાય !

"શબલા ! સબળા શબલામાં મુજ મોહ્યું મનવો મન ;
"બદલાથી, દક્ષિણારૂપે કે શાસકને જ વચન :

"અન્ય સૌ છાંડી વાત વિચાર,
"ભેટ શો સત્તાને અધિકાર."

* * *

વિશ્વ

૯

"આશ્રમે શાં સત્તા અધિકાર ?
"બધાં અહીં બુઠ્ઠાં બળ-હથિયાર ;
"ઉઘડતાં તેજ તપોબળ આંખ,
"ભસ્મ થાય પાર્થિવસત્તા પાંખ :

"કય-સાટું છાજે તમ રાજવે : દયાતણાં અહીં દાન ;
"યોગ પ્રબળ અવગણ્યાં અજમાવો, ચાહ પ્રયોગ મહાન :

"માન—ભૂષણ માનો જે રીત,
"વર્જ્યા નહિ વિરૂદ્ધ વશિષ્ઠ :"

સજીને સોળ કળા શશિ વ્યોમ,
ભીંજવે અમીરસથી પટ ભોમ;
પૂર્ણિમાપૂજક પ્રણયી વૃન્દ,
પૂજને પામે પરમાનન્દ:

સ્નેહ અને સૌન્દર્ય ગુંથ્યા એ શશધરપર કરી કોપ;
મદઘેલો રાહુ પદ ધરતાં, થાય શક્તિ નિજ લોપ:

રાય ત્યમ કરી સૈન્ય તૈયાર,
ભરે શબલાપર સાવજ—ફાળ.

ભયંકર મેઘનાદશો ઘોર,
ગેબી શબલાગર્જનને શોર;
ભોમપર પાંપણને પલકાર,
પ્રકટિયા અસંખ્ય શૂરસરદાર:

પ્રબળ હણાતું નૃપદળ પળમાં, હણાય વિશ્વામિત્ર;
નૃપ શૂર યશ કીર્તિ હણાયે: હણાય ધર્મ પવિત્ર:

ચિત્ર એ કાજળઘોળ્યું શ્યામ,
શાન્તમન નિરખે ઋષિ તમામ:

પ્રકટતાં પ્રચંડ હુતાશન,
થાય જ્યમ વસ્તુમાત્ર દહન;
રાજ્યસેનાગણનો ત્યમ નાશ—
નિહાળી નૃપાળ થાય નિરાશ:

વેગવિહોણા અમ્બોધિસમ મુખડે ગ્લાનિ છવાય;
નરાતાર નિસ્તેજ રવિશો, ફિક્કો પડી ઝંખવાય:

કાય કંપે, સૂઝે ન ઉપાય;
પરાજય વ્હોરી વ્યાકુળ થાય.

* * *

## ૫

સોંપ્યો સુતને રાજ્યાધિકાર,
આદર્યાં દારૂણ તપ તત્કાળ;
હિમાચળશા સંયમથી નૃપ,
હિમાલય, સમાધિમાં તદ્રૂપ:
રિઝવ્યા શંભુ, રિઝયાં મન, મનગમતું લહી વરદાન;
ધનુર્વેદબળપર ઝૂઝી નૃપ અદકું ધરી અભિમાન-
માન ગૂમાવ્યું મેળવવાય,
વિજયથી વરવા આશ્રમ જાય.

થયો વડવાનળભર ટંકાર,
છૂટે તીર ને વરસે અંગાર;
તપોવન લ્હાય લ્હાય ફેલાય,
પંખી, મૃગ, જીવજંતુ હોમાય!
'શબલા' દોડી વસિષ્ટ શરણે, દયામણે લોચન:
ઠાર્યો પોપચું શાંતિસંયમે, ઋષિ વિમાસે મન:-
"કંટવો પડશે વિશ્વામિત્ર;
"આત્મબળ દાખવું આજ પવિત્ર".

કોટિ રવિકિરણો, તેજ અનરત,
વદે ઋષિ બ્રહ્મદંડ ગ્રહી હસ્ત:-
"થોભ, ઓ નૃપ! સૂણ્ય ગિર્વાણ,
"શક્તિ તુજ હણાઓ, છે મુજ આણ:"

ઝરમર ઝરમર જળવૃષ્ટિમાં, અમી છાંટણાં છંટાય;
શાંતિ શાંતિ ત્યમ તપોવને, ને અગ્નિ અસ્ત્ર બુઝાય!

રાય, ઋષિતપ—તેજે અંજાય;
આત્મબળ—પ્રભાવ પ્રમાણાય.

"દયા, દ્યો દયાર્નાં ઋષિવર! ભીખ,
"આજ અનુભવી અનુપમ શીખ;
"બ્રહ્મરસભીનું આત્મિક તેજ,
"કરે વશ વ્યોમ, ભોમ, રવિ, સોમ:
"ક્ષણિકમ્ ક્ષણિકમ્ જળબુદ્‌બુદ સમ, પાર્થિવ બળ અધિકાર;
"જગત્‌વિજેતા આત્મબળે શાશ્વત જીવન જયકાર:"
પ્યારથી ભેટયો ઋષિને રાય;
રાય "બ્રહ્મર્ષિ" થવા ચિત્ત ચ્હાય.

તપોવનસૂના શા સંસાર!
આશ્રમોના વરવા વિહાર!
ગિર નર્મદઘાટે સૂનકાર!
હિમાલય રુએ આંસુ ચોધાર!
આક્રમણો ક્રૂર ખમી ખમીરથી, પડી હિમાચળ પીઠ:
સત્પ્રતાપ મુજ રાષ્ટ્ર રક્ષવા વાંચ્છું એક વસિષ્ઠ:
ઇષ્ટ એ સિદ્ધ ભાવના થાય,
આયુ તે અભિલાષે લંબાય.

*

## રાષ્ટ્રદેવ

તાતતણા એ તાત પ્રતાપી,
　　રાષ્ટ્રદેવ! રખવાળ તમે;
છોરૂ કછોરૂ થાય કદાપિ,
　　હોય તમારાં બાળ અમે:

જનની—જનકે દઈ અવતાર,
સોંપ્યા તમ ચરણે પરિવાર:

સુખડાંને શ્રાવણ શરવડિયે,
　　દુ:ખડાંને ભાદર ભરપૂર;
આંસુ—ભાવભીની આંખડિયે,
　　નિરખું આજે નવલાં નૂર:

ઈન્દુનાં અમીબિન્દુ ઠર્યાં,
ને ભાનુનાં તેજ ભર્યાં:

ન્હાની પણ નવતેરી આંખે,
　　દિવ્ય આજ તમ દર્શન થાય;
ન્હાની, પ્રાણ—અનેરી પાંખે,
　　ઉન્નત પથ ઉડવા ચિત્ત ચ્હાય:

દૃષ્ટિ ઠરે જગ જે જે ઠામ;
વાચું ત્યાં તમ શાશ્વત નામ:

રળિયાળાં રસભાર્યાં ગામડાં!
　　નિર્મળ પાણી, હવા, પ્રકાશ;

ભર્યાં ભર્યાં પયસુધા ઠામડાં,
નવનીત, ગોરસ, ઘી ને છાશ :

પંચામૃતનાં કરતાં પાન,
આત્મન્—દેહ બને બળવાન :

હરિયાળાં ખેતર વન વાડી,
ફળરૂપ તરુવર ને ફૂલફાલ ;
રસકસભર ભોમે પટ પાડી,
પકવી ઋતુઋતુ પાક રસાળ—

કુદરતનો બોધી સન્દેશ,
તમ ભક્તિલીન કરે હમેશ :

મોહકભર્યા ઉચ્ચનીચના
નાતજાતના અનિષ્ટ ભેદ ;
ધર્મ—પંથના વાદ ઇચ્છતા :
બાધક એ તત્ત્વોને છેદ :—

સંપે અહીં શુચિતા સાદાઈ,
હળીમળી વસિયે સૌ ભાઈ :

સ્વતંત્રતા ને સ્વધર્મકેરા
રક્ષણાર્થ ગડગડે નિશાન ;
દેશ દેશ ઠોકાયા ડેરા,
ભારતધ્વજનું યે ત્યાં સ્થાન :

ખડા મેરુ સમ સૈનિક વેશ,
રાષ્ટ્રદેવ ! દેશો આદેશ.

❀

# મંગલાર્તિ

અનન્ત રસઅમ્બોધિ સમોવડ, નિર્મળ નભમંડળનો થાળ;
ઝગ્‌મગ વીજશા તેજોજ્જ્વલ મહીં, વેર્યાં તારકફૂલ રસાળ:
પ્રણવ મંત્ર સુર જપતાં ઓમ્,
અભિવન્દે, જય ભારતભોમ!

સૂર્ય શશિ બે દૈવી દીવડા, અનસ્ત જ્યોતે પ્રકટ સ્વરૂપ;
મધુરો મધુરો મલયાચળનો, અનિલે વ્હેતો પરિમલ ધૂપ:
અગ્નિહોત્રિ કરી ત્રિકાળ હોમ,
અભિવન્દે, જય ભારતભોમ!

ઘટઘટમાં ઘંટારવ ગાજે, પંચનાદની બજે પખાજ;
ઉષા ને સન્ધ્યા સુન્દરીઓ, ઉરાડે મા! અબીલ ગુલાલ:
સકળ ભરતકુલોત્પન્ન કોમ,
વન્દે જય જય ભારતભોમ!

અગમ્ય તુજ મન્દિરે આવી, અણદીઠ સર્જનશક્તિને હાથ;
અદ્‌ભુત વિધિએ આરતિ થતી તુજ, ભારતિ! ઓ મુજ ભારતી માત!
પ્રકટે ચેતન રોમેરોમ;
વન્દન હો, જય ભારતભોમ!

તને જ કેવળ શિર ઝુકાવી, પાવન ચરણામ્બુજ ચૂમી:
સેવક પૂજક ભક્તો ગાતા—મંગલાર્તિ. ઓ માતૃભૂમિ!
જીવનજીવનમાં પ્રકટે પ્રેમ:
વન્દન હો, જય ભારતભોમ!

ગંગા યમુનાં સ્વેત સાગરો ચરણામૃતનાં કરતા પાન;
કટિમેખળાશી કુદરત મા! કરાવતી ભૂષણ પરિધાન:
પૂર્વજ બીંધીને પટ વ્યોમ,
વન્દે જય જય ભારતભોમ!

વસન્તવાયુ ચમ્મર ઢોળે, હીમાચળ રેલે રસધાર;
કવિ કોવિદ ઋષિ સન્તમહન્તો, તુજ મન્દિરિયે કરે વિહાર:
ને નૈવેદ્યે સારવી સોમ,
વન્દે જય જય ભારતભોમ!

અખંડ હેવાતનવન્તી ઓ જીવનજનની ગુણગંભીર;
યોગ—તપોબળ—ધર્મે રંગ્યાં અંગે સોહે ભગવાં ચીર:
હણે ત્રિવિધ તન ધખતો રોમ,
વન્દન હો, જય ભારતભોમ!

અંતરાત ને વસ્ત્ર, વેદનાં પાન, સહે તુળસીની માળ;
ચતુર્ભુજમાં ચાર પદારથ, સજી ખટાં પટ પૃથ્વી વિશાળ:
ભાગ્યવિધાતા ભારતભોમ!
વન્દે ભરત—કુલોત્પન્નકોમ.

# ભારત જયંતી

સામગ્રી નન્દનવનની,
ને લઇ મંજુલ ફૂલહાર;
ભારત, ઓ ભારતજનનિ!
દેવો ઉતરે તુજ દ્વાર:
જગજ્જૂની દિવ્ય જયંતી,
ખંડે ખંડે ઉજવાય;
બ્રહ્માણ્ડે પુણ્યવંતી,
જય જય જય તુજ ઉચ્ચરાય.

તુજ પરિવાર પચરંગી,
મા! ભૂલી ભેદાભેદ;
આત્મનૂ ઐક્યે અનુસંગી,
કંઇ ધરે નવલ નૈવેદ્ય:
તુજ પાદ મનોતા સેવી,
સ્વાર્પણથી સંતોષાય;
ભારત, ઓ ભારતદેવી!
જય જય જય તુજ ઉચ્ચરાય.

સેવન પૂજન ને ભક્તિ,
વર્ત્તન વચને યશગાન;
એ જન્મસિદ્ધ અનુરક્તિ,
લુણવા મથતાં, હેવાન—
નિષ્ફળ છળ યત્ને થાતા,
જ્યાં સ્વાત્મસમર્પણ થાય;
ભારત, ઓ ભારતમાતા!
જય જય જય તુજ ઉચ્ચરાય.

“ સ્રે   કલમે   સત્તાએ
“ જ્યાં સ્થૂળ બન્ધન બન્ધાય;
ત્યાં સત્ય, સ્વધર્મે ન્યાયે
“ સર્વેશ્વર સ્હાયક થાય: ”

ગિર્વાણ ફળે જગજૂની,
ને મંગળ તુજ વર્તાય;
ભારત, ઓ ભારતભૂમિ !
જય જય જય તુજ ઉચ્ચરાય.

છે દંડ—દમનનીતિમાં
મનુ—તપ સિદ્ધિ સાધન;
ને શાશ્વત ધર્મ—પ્રીતિમાં,
તુજ પ્રવર્તતાં શાસન:

શ્વાસોચ્છ્વાસે જ્યાં આવી—
લગની, ત્યાં શા ઝણકાર ?
જય હો જય ભારતભાવિ !
તુજ ત્રિલોકમાં જયકાર.

તુજ મહિમા ઉજ્જ્વલ ગાતા,
ગૂંથી જયશ્રુ ઉરતાર,
ભારત, ઓ ભાગ્યવિધાતા !
પુત્રો તપતા તુજ દ્વાર:

જયનાદે દિવ્ય જયંતી,
મંદિર મંદિર ઉજવાય;
ને ઇશ—આશિષ વર્ષન્તી,
જય જય જય તુજ ઉચ્ચરાય.

# ભારતને ચરણે

કોઈ દેવ પૂજે, કોઈ દેવી પૂજે, પૂજે દિલના કોઇ દિલાવરને;
શુદ્ધ સેવનથી નિજ શિર ઝૂકે, સહસા ભૂમિ ભારતને ચરણે:

આંજી આંખડલી જનની—નૂરથી,
ચળે ચિત્ત ન પ્રલયનાં પૂરથી;
સૂર એક જ અન્તરતમ્બૂરથી ભૂમિ ભારત! ઘુંટી-ઘુંટી ઝઝણે:-કોઇ

એક દર્શ આદર્શ આલેખનમાં,
એક નામ જડયું જડ ચેતનમાં;
રસના રસ સિંચતી જીવનમાં, રસિયાં ભૂમિ ભારતનાં રટણે:-કોઇ

ઇતિહાસે કથા જેની કીર્તિભરી,
એવી માતૃજયન્તી નિરખતાં ફરી-
તૂટે શ્વાસ ભલે જયઘોષ કરી, અવતાર ગણું ધન્ય એ સ્મરણે:-કોઇ

## " ગુજરાત માત ચરણે "

અમ જન્મ ને જીવન હો, ગુજરાત માત ચરણે;
તપસિદ્ધિ પુણ્યફળ હો, ગુજરાત માત ચરણે:

વાણી વિચાર કર્મે, જે જે બને સ્વધર્મે;
ધન ધાન્ય ને વતન હો, ગુજરાત માત ચરણે:

જ્યેમ ભોજગીત ગાતી સરિ સિન્ધુમાં સમાતી;
વિદ્યાકલા વદન હો, ગુજરાત માત ચરણે:

ઋષિયજ્ઞ યોગ અર્થે, નૃપયજ્ઞ ભોગ અર્થે;
સેવા પૂજન યજન હો, ગુજરાત માત ચરણે:

સરમાં સરોજ ખીલે, વિલાય છેય સલિલે;
ખીલ્યાં હૃદયકમલ હો, ગુજરાત માત ચરણે:

વ્હાલાંને સૌથી વ્હાલી, ફૂલપાંખડી દે માળી;
વ્હાલું ગણ્યું રતન હો, ગુજરાત માત ચરણે:

ફૂલડાં ખીલી વસન્તે, સોહાય દેવકંઠે;
ઉદ્ધાર વા પતન હો, ગુજરાત માત ચરણે:

# જય ભારતનો



દિગન્ત ગજવતાં ગગને,
ગડગડિયાં ગેબી નિશાન;
ડંકા વાગ્યા સુરસદને,
કલ્યાણક કિન્નર—ગાન:

અજવાળે રવિ ત્રિભુવનને: શશિનાં સુધારસપાન:

નારદ સાથ,
શારદ માત,

છેડે વીણાતાર:—

"જય ભારતનો, જય ભારતનો, ભારતનો જયજયકાર:"

દશમુખ, દાનવ જીત્યા ને
રાખી રઘુપતિએ લાજ;
કીધ મુક્ત દેવી સીતાને,
થયું સ્થાપિત રામ સ્વરાજ્ય:

પરિતોષ્યાં માતપિતાને, ઉદ્ધાર્યો દેશ—સમાજ:

એ રઘુરાય,
વ્હારે ધાય,

ધરી પુનઃ અવતાર:

જય ભારતનો, જય ભારતનો, ભારતનો જયજયકાર:

કૌરવ શતદળ જીત્યાં, ને
રહી પાંડવપુણ્યથી લાજ;
દ્રૌપદી દુઃખદિન વીત્યા ને
થયું સ્થાપિત ધર્મસ્વરાજ્ય.

શ્રી કૃષ્ણે ગાઈ ગીતા, ને બુઝવી અર્જુન—દિલદાઝ.

એ જગરાય,
વ્હારે ધાય,
ધરી પુનઃ અવતાર.

જય ભારતનો, જય ભારતનો, ભારતનો જયજયકાર.

નવલખ તારકનૂર ઝાંખા,
નભ તપતા દિનકર—તેજ;
ભડ પ્રતાપભૂપ અનોખો,
અગણિત રિપુદળમાં એક

દુર્ઘટ નકટ સૌ સાંખ્યા ને રાખ્યો ભારતટેક

એ જ પ્રતાપ,
હણવા તાપ,
ધરે પુનઃ અવતાર.

જય ભારતનો, જય ભારતનો, ભારતનો જયજયકાર.

સૌ યવનદમન વિરામ્યા,
શિવાજીથી રહી લાજ;
મનુકુળ સુખશાંતિ પામ્યા,
થયું સ્થાપિત શિવ—સ્વરાજ્ય.

શુભ મહિમા મહીમાં જાગ્યા, ને તપ્યો યશોજ્જ્વલ તાજ:
એ શિવરાય,
વ્હારે ધાય,
ધરી પુન: અવતાર:
જય ભારતનો, જય ભારતનો, ભારતનો જયજયકાર !

એ અનુપમ વ્હાણું વાયું,
એ ઉગ્યો સુહાગી ભાણ;
એ મુહૂર્ત મંગળ આવ્યું,
એ ફળે ગૂઢ નિર્વાણ:—
" ભારત ! તું હો દીર્ઘાયુ, તુજ વર્તો વિશ્વે આણ "
એ આશિષ,
દેતા ઈશ,
વરસે અમૃતધાર:
નિધિ નદ કુદરત ગુંજન એકજ: એક પંખી ટહુકાર:—
"જય ભારતનો, જય ભારતનો, ભારતનો જયજયકાર."

## પાક ઇસ્લામ

—

નક્ષત્રોની મધ્ય રૂડા, સોહે જેમ શશિ નભે;
સોહે +રાણી સહે એવો સ્પેન +સમ્રાટ સૈન્યમાં:

છાઈ તમ્બુ, પડેલ છાવણીં અહીં, ઇસ્લામ ભૂમિ જીતી,
પ્રાતઃપુષ્પસમી પ્રફુલ્લ હિસતી સૈનીય મુખાકૃતિ;
સત્તાનાં મદ ઘેન કિંતુ ચડતાં, બુધ્ધિમતા પીગળે,
સારાસાર વિવેક છેક વિસરે, પાર્થિવ સત્તા બળે:

"તેડો જીતાયલી મ્હારી, ઇસ્લામી પન્થની પ્રજા;
"સ્વીકારે ધર્મ ખ્રિસ્તિનો સુખે રૂહે તેહ રાજ્યમાં:"

દાંડી એમ પિટાવીં સ્પેનપતિએ, જેતાતણા ગૌરવે,
"જીતી ભોમઃ જીતું પ્રલોભન બળે ઇસ્લામ ધર્મે હવે;"
એવા કંઇક તરંગ કોટ રચતો, મસ્તાન થઈ મ્હાલતો,
ને સન્દેશ, વહી સ્થળેસ્થળ વિષે વાયુ પહોંચાડતો:

જગં પતંગશા જીવો ઝબુકજ્યોતિ જોઇને—
પડેઃ સ્વધર્મભ્રષ્ટ થઈ પ્રલોભનોથીં મોહિને;
સ્વીકારી સ્પેન સાહ્યબી, મુસલ્મીનો મહાલતા,
સપૂત માતકૂખ, ધર્મ કોક તો ઉજાળતા:

"જાવા, શેવા જીવન જીવવાં, ભોમને ભારવાહી,
"મૃત્યુ એથી અધિકતર છે શ્રેષ્ટ, સંસારમાંહી;"
એવા જેના ઉર ધડકતે, શ્વાસમાં શબ્દ વ્હેતા,
ઊભો યોદ્ધો સફલ કરવા જન્મ, વ્હાલી જનેતા:

---

+ આઈસાબેલા, + ફર્ડિનાન્ડ

જ્હેનું જેના પુલકપુલકે શુદ્ધ ઇસ્લામ શોભિત,
ને સર્વાંગે નૂર ઝળકતું, નિર્મળું ને વીરોચિત;
સિન્ધુતીરે સમીરલહરી, વાય મૃદુ મધૂરી,
ધીરે તેવાં વચન વદતો, ચિત્ત સંચી સબૂરીઃ—

"નથી હાર્યો યુદ્ધે, જીવ્યો શરણ થાવું નવ બને,
"દગાથી જીતાયો, જીતું છળથી તો હુંય તમને!!
"વિતી કિંતુ વેળા, અધીન કરી કિલ્લા, કુશળ હો;
"નથી સંખાવાનો, જુલમ તદપિ ધર્મબળનો:

"રાજ્યના દંડથી કિંવા, પ્રલોભન કે જુલ્મથી;
"ધર્મના શાસકો થાવા, નિર્મ્યું પયગમ્બરે નથી:"

મર્મવેધી સુણી સૂત્રો નૃપગર્વ ગયો ગળી;
"પાક છે તું, ધર્મચુસ્તઃ માગ ઓ ઇસ્લામ! કંઈ:"

"કશુંય નિજ હિતાર્થે, યાચવું છે હરામ,
"અભય વચન વાંચ્છું, ધારીને ધર્મકામ;—
"કનડગત કદિ ના થાય ઇસ્લામ નામે,
"સકળ મુસલમાનો ધર્મસ્વાતંત્ર્ય પામે:"

"થાઓ સ્વતંત્ર મુજ રાજ્ય વિષે સ્વધર્મે,
"બક્ષીસ લ્હોય ચહું અન્ય હું આપવાને;
"સુવર્ણમ્હોરસહ અશ્વ સ્વીકારી લેશો,
"રહે રાજ્યભેટ—સ્મરણો હૃદયે હમેશાં:"

"ગ્રેનેડા એ વતન મ્હારું, થયું સ્વાધીન સ્પેનને;
"છોટી કે મોટી બક્ષીસો, વર્જ્ય આજથી છે મ્હને:

"આફ્રિકા મૂળ ભોમે જઇ, અધૂરાં આયુ ગાળશું;
"ખુદાની બંદગી સાથે ધર્મકર્તવ્ય પાળશું."

## લૂંટાતા હક્ક

જ્યાં શિવડમરૂં સુણાયે,
અદ્ભુત તાંડવનૃત્ય થાયે,
મલયાનિલ મીઠો વાયે,
સૌંદર્યે ભોમ સુહાયે,

ને પ્રફુલ્લ પ્રકૃતિ માત, રૂપે રળિયાત, ક્ષણેક્ષણ ખીલે;
પ્રભુ-આદેશો ને આશિષો નિર્મળ નિર્ઝરિયાં ઝીલે:

અમી સત્ય દયા આદર્શ,
જ્યાં પ્રેમજળધારા વરસે,
કલ્યાણક શિવની છાયા,
મૃગ—કેસરી વચ્ચે માયા!

જ્યાં શંભુનાં સામ્રાજ્ય: પુનિત કૈલાસ હીમે અંબોળ;
તે પુનિત ભોમપર, માનસરોવર ઠર્યું કુદરતને ખોળે:

ત્યાં રાજહંસ રૂપાળા,
મુક્તાફળ ચરવાવાળા,
નિજ હંસગતિથી ધીરે,
ઉતર્યા માનસસરતીરે,

એ સુવર્ણ ને સુગન્ધ સમોવડ વંદ્ય જોઇ શોભાને,
દિલ દ્વેશ ઉપજ્યો, દેવકોટિના બળવંતા બ્રહ્માને:

નૈસર્ગિક હંસનિવાસ,
ને કેવળ દિવ્ય વિલાસ;
શીદ ફેરો ત્યાં સુર દાઝે!
એ દેવલોકને છાજે?

છાજે—નવ છાજે હોય, બળે પળમાંય નસાડયા હંસો!
નાસે, પણ થારો કેમ વિલય ગુણગ્રાહક હંસલ અંશો?

મુક્તાફળ કેવળ ચરવાં,
પય પાન—છાંડી જળ—કરવાં,
ને "હંસગતિ"ની હેવા,
સૌ જન્મસિદ્ધ હક્ક એવા—

"છીનવી લેવાશે લેશ નહિ તુજ દેશબળે આ દેશ!"
એ ઉપાલમ્ભ સૌ રાજહંસનો, વિરંચીને ઉદ્દેશી:

ઓ આર્ય! આર્યભૂમિજાતા!
ઓ હિન્દી! હિન્દ નિજ માતા:
જે જન્મસિદ્ધ અધિકારો,
શા તેપર ક્રૂર પ્રહારો!!

શું સત્ય વાણી વિચાર, સત્ય આચાર દેશ ઉપજાવે?
તો ધર્મ કર્મને યોગ ભલે તપભોગ પ્રસંગો આવે.

હો બન્ધન સ્થૂળ હજારો,
કયમ લોપાશે અધિકારો!
પજવો, ત્રાડો, દમી મારો;
ઉજ્જ્વળ આત્મન્ અંગારો:

ને શુધ્ધ સનાતન તેજ, પિતૃભૂમિએ જ ભર્યાં નસનસમાં;
તે દેહદંડથીયે પડશે કયમ ભોંઠાં પ્રાચીન યશમાં?

જો યજ્ઞવેદિ મંડાશે,
ને આર્યકુળ હોમાશે,
તો આહુતિ દૈવી થાશે,
ને નૂતન હિન્દ રચાશે:

ભર્લી ત્યારે ભારતમાત, રૂપે રળિયાત ક્ષણેક્ષણ ખીલશે,
આદેશ, આશિષો, રાજહંસશો આર્યવંશ તવ ઝીલશે:

યદિ! રણવાજાં સુણાયે,
વીર પૂજન–ગીત ગવાયે,
ભૂમિભક્તિભોગ ધરાયે,
સૌ શૂરાતને સુહાયે,

ચિત્ત ચહે ધર્મ સામ્રાજ્ય, રવિશશિરાજ તપે ત્યાં સુધી;
ને પુનિત ભોમપર નવે નિખિલર અખૂટ હો સમૃધ્ધિ:

*

# રણ ડંકો

સુણી રણયુદ્ધનો ડંકો,
સમાધિ છોડતા સન્તો;

ત્રિલોચન શંભુનું ઉઘડે,
કે ખપ્પર દેવીનાં ખખડે:

ધરા ધ્રૂજાવતે ચરણે,
ધપે સેનાની જયસ્મરણે;

સમરભૂ મેઘશી ગાજે,
કે નભ-દિગન્તમાં આજે:

સિંહણ-સંતાન શૂરભરિયાં,
કરે યાહોમ કેસરિયાં;

ખડ્ગ સાહી મહામાયા,
કે સંગ્રામે ધરે છાયા:

સજીને શસ્ત્ર—કવચ અંગે,
વિજેતા ઝૂમતા જંગે;

ચલો, વીર! ચલો કૂચ કરીએ,
કે મુક્તિ સ્વાર્પણે વરિયે.

# સમરાંગણની શરણાઇ



શરણાઇ ! શરણાઇ,
સુણાઈ
સમરાંગણ શરણાઈ :

ઘોર ઘટા નભ છાઇ,
છવાઈ
ભોમ શૂરાતનમાંહી :

વીરહાકલ વાગે, જગ જાગે;
જય ગર્જન ગાજે શાં આજે !
દેતા દેવ દુવાઈ : સુણાઇ—

રણદ્વજ ભારતમાં રોપાયો;
દેવાસુર સંગ્રામ રચાયો :
અમૃતમન્થન ચાહી : સુણાઈ—

મુઆ જીવે કોઇ કાયર—લોભી;
શૂરા સુર સ્વાર્પણથી શોભી—
વરતા કીર્ત્તિ સવાઈ : સુણાઇ—

શરણાઈ, સુખદાઈ
સુણાઇ !
કૂચ કરો ભડ બાઇ !

વીરપૂજન જગ છાઈ,
છવાઇ
કીર્તિ પુરાતન ચાંહી.



# " રણનો મારગ "



રણનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને !
પરથમ પહેલું મસ્તક મૂકી, રાખે વીરનું નામ જોને !

સુત વીત દારા શિષ સમર્પે, તે અમૃતરસ પીતા જોને !
જીવનભોગબળે જોદ્ધાઓ, જગ પટીને જીત્યા જોને !

મરણ મોખરે થરથર કંપે, દિલની દુગ્ધા વામે જોને !
તીરે ઊભા જુએ તમાસો, તે કોડી નવ પામે જોને !

દેશદાઝની જે ઉર જ્વાળા, તે ભડ ક્યાંથી ભાગે જોને !
રણે ચડયા તે મુક્તિ પામે, દેખનારા દાઝે જોને !

માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને !
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનના મેલ જોને !

રણવાજાં વાગે ને સાચા વીર પડે મયદાન જોને !
ખડા મોરચે પડે ન પાછા, ચૂકે નહિ નિશાન જોને !

એવો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને !
રણધીરનો એ ધર્મ પુરાણો, કાયર જીવ્યું હરામ જોને !



# સ્વતંત્રતાના સૈનિકોને—



વાગ્યા અમૃત ચોઘડીઆ,' જાગ્યા દૈવી રણકાર;
ધિમ્રકીટ ધિમ્રકીટ ગડગડીઆં, રણવાદ્ય દેવીં દરબાર;
ધમધમતી ધરતી ઝીલે, કેસરિયાંના ઝણકાર!
ભટ બ્હાદૂર!
ઉછળ્યા પૂર:
ઉઘડયા યુદ્ધ—રહબાર:
દિવ્યજંગ જીતી, ભારતનો વર્તાવો જયકાર.

હાકલ વાગી કુરુક્ષેત્રે, ને ડોલી રહી દિક્પાલ;
અંગાર ઝરે ભૂમિનેત્રે ચડી રગરગ વિગ્રહ જ્વાળ:
સ્વાર્પણથી ભોમ સુહાવો, ધોળી પી કરાળ કાળ:
ને થાઓ અમર
એ મ્હાંઓ શ્રી-વર:
વીર! કરો સફળ અવતાર:
ધર્મજંગ જીતી, ભારતનો વર્તાવો જયકાર.

ડંકા સૂણીને ધસતા, તજી સમાધિ સંતો બ્હાર;
વનરાજ વનેવન વસતા, ચઢિ! ભરે ઘૂઘવી ફાળ:
ભીમ-ભીષ્મતણા હણહણતા શા રંગભીના તોખાર!
સૈનિક શૂર!
આત્મિક નૂર—
દીપાવો આચાર:
જીવનયુદ્ધ જીતી, ભારતનો વર્તાવો જયકાર.

રણુ રામ—કૃષ્ણુ વિરાજી, શો કરે તેજ ચમકાર !
વીર પ્રતાપ ને શિવાજી, દે પૂર્વજ-વ્રત અધિકાર !
હીમાચલ નિશ્ચલતા દઈ રેલાવે અમૃતધાર :
ફૂલને ફાલ,
દેવ દયાળ,
વધાવવા તૈયાર :
જયદેવી ઉભી અનુરાગે સમર્પવા જયમાળ.

❋

# સ્વાર્પણ પાઠ



પાઠ પઢાવો, કેસરિયા કરવાનો:
અવસર આવ્યો, દેશહિતે મરવાનો!

નાથ! પઢાવો પાઠ—મરી તરવાનો:

કેવળ જુઠ્ઠાણું તરવરતું સત્તામાં જોઇ અન્તે,
તુજ હૂકે રણયુદ્ધ આદર્યું, વિશુદ્ધ જયને પન્થે:

નથી અજાણ્યો, હેતુ તુજથી સાચો;
દે બળ એવા, ડગ ભરિયે નવ પાછા:

તુજ ગુસ્સાને પાત્ર ન ઠરિયે, ભયથી લેશ ન ડરીએ;
સ્વધર્મ કારણ સેવાભોગ, મરતાં મુક્તિ વરીએ—

લે તે પ્હેલા ભોગ, ભલે મનમાન્યો;
નિશ્ચય છેલ્લો છે સૈનિક શૂરાનો!

દેશદાઝથી ભડભડ બળતાં હૃદય કંપતાં ત્રાસે;
રુદનસિન્ધુ ને રુધીર વીરાનાં: સ્વતન્ત્રતાની આશે—

ભેટ તને હો! અનન્ત એ બલિદાનો;
ને અમને હો, સ્વતન્ત્રતા બદલાનો!

ખુલ્લાં અંતરદ્વાર અમારાં બીલોરશાં હે ત્રાતા!
હૃદ્મંડે દ્રવતી વિરાજે ભીતર ભારતમાતા:

આર્ત્ત પુકારે સ્વતન્ત્રતા એ ઝૂઝે;
ધીરવીર ધારે જય વા મૃત્યુ અંતે:

કેવળ તારા સ્વતંત્ર રાજ્યે સ્વતંત્રતા વિરામી;
ભારતને કર સ્વતન્ત્ર, ઓ મુજ સ્વતન્ત્રતાના સ્વામી!

આણ સ્વીકારી ત્હારી બ્રહ્માણ્ડે;
ભોમ અમારી ઉજ્જ્વલ હો નવખંડે:

ઘોર નિશામાં ધ્રુવતારક તુ, તુજ હોયાં હોરાવું;
ભારતઆજ્ઞા શિર ચડાવી, રણયજ્ઞ હોમાવું:

ચળમળાવે જયદેવી વરવાંના,
અવસર આવે, દેશ તારો, તરવાનો

—પાઉ



# કેસરીઆં

—

દાનવદળ છળ-પાંખડે, ખંડે ખંડે ખડખડીઆં,
દેવોનાં તવ દિગન્તમાં જયદુંદુભિ કયમ ગડગડીઆં?
કહો વીર! દુંદુભિ કયમ ગડગડીઆં?
"કેસરીઆં કરીં કેસરીઆં:"

સૈરન્ધ્રી, સીતાનાં દમને ઝરે નેત્ર ઝળઝળીઆં;
કૌરવકુળ, રાવળમૂળ ઉખડ્યાં: પુણ્યપ્રભાત ઉઘડીઆં:
શાથી પુણ્યપ્રભાત ઉઘડીઆં?
"કેસરીઆં કરીં કેસરીઆં:"

પાર્થિવબળથી યવને રણમાં યુદ્ધ સૈન્યદળ હરિયાં;
વીરાંગનાસહ ક્ષાત્ર કુટુંબો, મુક્તિ શી રીત વરિયાં?
કહો વીર! મુક્તિ શી રીત વરિયાં?
"કેસરિયાં કરીં કેસરીઆં:"

વ્યૂહ અભેદ્ય રચ્યો રિપુએ, બહુ કાવતરાં આદરિયાં;
નિષ્કંટક કરીં ભોમ, વીરકુળ જય જય કયમ ઉચ્ચરિયાં?
કહો વીર! જય જય કયમ ઉચ્ચરિયાં?
"કેસરીઆં, કરીં કેસરીઆં:"

મૃગલાંમારૂ શિકારી નજરે કેસરી બચ્ચાં ચડિયાં;
સિંહણને ધાવણ ઉછરેલાં બચ્ચાં શી રીત મરિયાં?
કહો શો રંગ રાખીને મરિયાં?
" કેસરીઆં કરી કેસરીઆં:"

પુણ્યશાળી મનુ પરભવ કર્મે પતિત—પાલવ પડિયાં;
સ્વતંત્રતાના તપોવને તે શી રીતે સંચરિયાં?
કહો વીર! શી રીતે સંચરિયાં?
" કેસરીઆં કરી કેસરીઆં:"

માયાબંધન લઈ માનવ હો! અવનીતળ અવતરિયાં;
તન, વાણી, કૃતિબંધ ફિટાવા, કહેશો 'પણ' શાં કરિયાં?
આર્યવીર! કહેશો 'પણ' શાં કરિયાં?
" કેસરીઆં બસ! કેસરીઆં:"

એકવાર મરવું અમૃત પી: જીવન શિવપદ ધરિયાં;
સ્વાર્પણ ભોગે સ્વતંત્રતા: જયનિશાન ત્યાં ગડગડીઆં:
યશદુંદુભિ ત્યાં ગડગડીઆં:
એ કેસરીઆં, ધન્ય! કેસરીઆં:"

# હર હર મહાદેવ !



કુચ કરો શૂરા રણરંગે
ભટ ભારતનાં સંતાન !
જોદ્ધા ! ઝૂકાવો જંગે,
ને ઝૂઝો સિંહ સમાન ;
"હિંમતે મરદાં—મદદે ખુદા :" તક સાધો વીર ! તતખેવ-
ગજવી હર હર મહાદેવ !

ચઢિ રોંમરોંમભર ભડકા !
નભમંડળ ચટતી જ્વાળ ;
ઉડતા તન વીંધી તણખા,
લોચન ભભૂકે અંગાર ;
એ આત્મશૌર્યના પૂરપ્રવાહે વહતાં અવશ્યમેવ-
ગજવો હર હર મહાદેવ :

ઉછળે અંતરતર તાજું,
શૂરવીર શોભન શોણિત ;
ને શ્વાસોચ્છ્વાસે ગાજ્યું,
શુચિ આત્મિકતેમ પુનિત :
એ બળ શોણિત ને હાડ—માંસનો હવિ, સાધવા ધ્યેય :
ગજવો હર હર મહાદેવ :

મૃતસંજીવની જડીબુટ્ટી,
જીરવ્યા પછી શા ભણકાર !
બ્રહ્માન્ડ પડે છો તૂટી,
મનમેરૂ નહિ ચળનાર :
સૂસવતાં શરફૂલ ઝીલો, કયમ છાજે કાયર ટેવ ?
ગજવો હર હર મહાદેવ :

નિજ જ્વલન્ત જીવનજ્યોતિ,
હૈયે મર્દોની હીર ;
એ દૈવી શક્તિયોથી,
તોડો જનની—જંજીર :
ને કૂખ કુળ નરદેહ દીપાવો, કાળ હઠાવીનેય-
ગજવી હર હર મહાદેવ :

સમરાંગણની શરણાઈ,
રગરગમાં પૂરે નૂર ;
ધસમસતાં ધાય ધાઈ,
કો અકલિત અંતરપૂર :
સૌ જંગ પડી, રણરંગ રાખો, સાધો ત્રિવિધ ભવ શ્રેય,
ગજવી હર હર મહાદેવ :

વીર ! મરી મૃત્યુ દિપાવો,
કદિ જીવાય તો જશ સાથ ;
વીર ! મરી જીવંત બનાવો—
જીવતાં મુડદાં કંઈ લાખ :
યદિ ! સ્વર્ગ સંચર્યા સેનાનીની, સ્હાય અમરગણ સેવ :
ગજવો હર હર મહાદેવ.

# પિંજર-પંખીડાં



કનકની એશિયા-કુહેડે, પુરાતન ધર્મશાળામાં;
કરે કિલ્કાર પંખીડાં, વસીને મુક્તમાળામાં:

મુસાફર મુલ્કના આવ્યા, છળે ડેરા બધે છાયા;
બન્યા કંઇ ખેતથી રાયા, ઉડાવ્યા કાગ કાળા ત્યાં!

મધુરાં મુક્તિનાં ગાને, વિહરતાં પંખીં ઉદ્યાને;
લીલા એ ડંખીં અભિમાને, વધી વિદ્વેશજ્વાળા ત્યાં!

નિમાયા માળિડા નવતર, ગણાયા માલિકો ખડતર;
પરાયાંનાં નવાં ચણતર ચણાયાં ધર્મશાળામાં!

પ્રબન્ધે પંખીં બન્ધાયાં, ખુશામતિયાં [illegible] વન્દાયાં;
પિંજરીએ રાંક પૂરાયાં, રખેવાળો નમાલા જ્યાં!

દીધો દાણો ચણી જાણે, ભણાવ્યું તે ભણી જાણે;
રૂડાં સુખ—શાંતિનાં બ્હાને, રચાય ઠાઠ ઠાલા ત્યાં!

કમલવનના પવન વાયે વિહંગો પાંખ ફફડાવે;
સ્વચ્છન્દે ઉડવા ચાહે: ખડા કાનૂનવાળા ત્યાં!

રૂંધાતી શક્તિ અન્દરથી, ભભૂકે ભક્તિ અન્તરથી;
પરાધીન પ્રાણ પિંજરથી, વૃથા કિંતુ ઉછાળા ત્યાં!

મરણીઆં થઇ નિયત કાળે, મધુરવાં રૂઠશે જ્યારે;
પ્રબન્ધો તૂટશે ત્યારે, પ્રકટશે દીપમાલા ત્યાં!

કનકની એશિયા-કુહેડે, સનાતન ધર્મશાળામાં;
કરી કિલ્કાર પંખીડાં, વિહરશે મુક્તમાળામાં.

## ડગમગતું નાવ

અય ભારત! તારૂં નાવડું,
દરિયે ડગમગ ડોલાં ખાય;
જળ હેલે ચડયું શીદ આવડું,
જોને જનતા ઝોલાં ખાય!
—અય

છૂટયાં હલેસાં હાથથી રે નીતર્યાં નાવિકનૂર;
પડઘા પડે કાંઇ કાંઠડે, પણ દિલ્હી હજુ દૂરદૂર રે
—જોને

ઘુન્ન છવાયો મેઘલે રે, ઘૂઘવે સાગરપૂર;
દિશા નિશાએ ડૂબતી, ને દીલ્હી તો દૂરનું દૂર રે
—જોને

રમણ ચડયો શઠ વાયરે રે કનડે જળચર ક્રૂર;
"ઓ આવ્યું—ઓ આવ્યું" શોણલે, પણ દિલ્હી દીસે દૂરદૂર રે
—જોને

પોઢયાં લક્ષ્મી, પોઢયા ગોદમાં રે નારાયણ ખટકંતે ઉર;
પોઢયા સુરો ક્ષીરસાગરે જઇ, દિલ્હી રહ્યું માડી! દૂર રે
—જોને

"પોઢયો કનૈયો જાગશે રે, બજશે બંસી મધૂર;
"નન્દન નાથશે નાગને, જ્યારે ઝેર ઉંડાં થશે દૂર રે
"ત્યારે પહોંચાશે હસ્તિનાપુર"
—અય

# अभिलाष

आ ब्रह्मन्ब्राह्मणो ब्रह्मवर्चसी जायताम् ॥
आ राष्ट्रे राजन्यः शूर ईषव्योऽति व्याधी महारथो जायताम्
दोग्ध्री धेनुर्वोढाऽनड्वानाशुः सप्तिः पुरन्ध्रिर्योषा ॥

* * *

निकामे निकामे नः पर्जन्यो वर्षतु ॥
फलवत्यो न ओषधयः पच्यन्ताम् ॥
योगक्षेमो नः कल्पताम् ॥

यजु. २२ । २२ ॥

## અભિલાષ

બ્રહ્મપુત્ર સૌ અલંકૃત હો, જ્ઞાનનૂરથી મુજ દેશે,
મહારથી શસ્ત્રાસ્ત્રયુક્ત હો: ક્ષત્રિ, શૂરથી મુજ દેશે;
બળદ, અશ્વ બળવાન: ધેનું દુગ્ધવતી હો મુજ દેશે,
વાંચ્છું વિદૂષિ આર્યમહિલા વિશ્વપતિ! ઓ, મુજ દેશે:

વનોષધિ તરુવર ફળદ્રૂપ હો, અનુકૂળ વૃષ્ટિ મુજ દેશે,
યોગક્ષેમ આરોગ્યવતી હો સમાજસૃષ્ટિ મુજ દેશે.

# સંતાનસૂનો

મુજ આંગણું લિંપ્યું કુંકુમે, શુભ સાથિયા પૂર્યા,
ને ફૂલડાં વેર્યાં:

કુંકુમ અબીલ ગુલાલની ગૂંથી રૂડી રંગોળ,
આસન સજ્યાં અણમોલ:

આવો પનોતે પાવલે પુરપુરના એ લોક!
નિજ ચન્દનીભર ચોક:

યદિ! ચન્દ્રનાં અમીવર્ષણે કુમુદિની ખીલે,
સ્નેહે સુધા ઝીલે:

ત્યમ પી પ્રભુની પ્રેરણા તમ હૈયડાં ખોલો,
રસબોલ કંઈ બોલો:

આવો, સ્વજન ! આવો, ઘડીક પ્રશ્નોત્તરી કરિયે,
આ વિરલ ચોઘડીએ :—

" દિસે દિવસ રળિયામણો કયમ સૃષ્ટિમાં સ્હેજે ? "
" તરણીતણાં તેજે : "

" સોહાય શાથી શ્યામ રજની ઘોર ભરઅન્ધાર ? "
" મધુ ચન્દ્રને ચમકાર : "

" વિધવિધ તરૂવર કુંજ હરિયાળી દિસે શાને ? "
" ફળ, મંજરી, પાને : "

" વિહાર ઉપવનવાટિકાના શા વડે સુરસાળ ? "
" મંજુલ ફૂલને ફાલ : "

" સૂની સૂની વનરાજિનો શાથી ફીટે સુનકાર ? "
" કોકીલને ટહૂકાર : "

" સૂનાં સરોવર જળભર્યાં કમળો છતાં કેવાં ? "
" કલહંસ વણ એવાં ! "

મુજ આંગણું લિંપ્યું કુંકુમે કિંતુ કલા ઝાંખી !
પ્રકટી નથી જ્યોતિ !

કયમ દોહલા મનુદેહમાં સૂનો વહે સંસાર !
" વણ કન્યકા—કુમાર ! "

બ્રહ્માનન્દસોહન બાળકો ઓ દંપતીનાં દેવ !
તમ ચાહું પૂજન સેવ !

# સંસારસૂનો

પ્રકટે પનોતું પ્રભાત ને પંખી કરે કિલકાર,
ઝીલે જગત લલકાર :
રસબાળકો ગૂઢ ગીતથી એવા પૂરે ઉર કોટ,
ઉગતા સપૂત પ્હરોટ :
કોમળ કમળદળ ઉઘડે રવિતેજને અંબાર,
સોહે રૂડાં કાસાર :
પ્રભુ તેજજ્યોતિરૂપ ધરી અવની વિષે અવતાર,
સોહાવતા સંસાર :
વનવન ખીલી કુદરત કથે પ્રત્યેક પ્રાતઃકાળ—
સંદેશ દેવી સાર :
સન્દેશવાહી બાગના આદેશશા ઉચ્ચાર,
પુણ્યપ્રેરણા પાનાર :
ઓ બાળ! વ્હાલા બાળ! છો ભાવિ પ્રજા સૃજનાર,
મુજ દેશનું કલ્યાણ :
ફળ ફુલ ખીલ્યા, વન ઉપવનોસમ સૃષ્ટિશોભન બાળ,
ભવદંપતી—શણગાર :
આ શુષ્ક ઉજ્જડ વિશ્વ સમુ ઘોર અરણ્યાન્ધાર,
ત્યાં બાળ ઉજ્જ્વળ ભાણ :
કાલા, મૃદુ, ઘેલા, મીઠા, નિર્દોષ મુખ—ટહુકાર,
કલ્લોલમય વિહાર :
એ બાળ, એ વિનોદ, એ વણસી જતાં સંસાર,
જીવનરાગે શો સાર?

# જીવનગીત

—✻—

સરજનહારે સરજી સૃષ્ટિ,
  સરજ્યાં પાણી હવા મધુરા ;
અણગડગાએ કુદરત ગૂંથી,
  છાયો ચન્દરવો આકાશ :

હોય સૂનો સૂનો સંસાર !
દિગન્તભર ભાસે સુનકાર !

જમવા સરજ્યા મેવા મીઠા,
  રમ્ય રમકડાં રમવા કાજ :
જ્ઞાન કર્મની ખૂબી ખખતી,
  ધર્મતણાં ધરણીપર રાજ :

હોય સૂનો સૂનો સંસાર !
દિગન્તભર ભાસે સુનકાર !

સરજ્યું પણ એને કારણ શું ?
  કોણ લહે લીલા રસકોડ !
સરજી તવ ભવ રસમય કરવા,
  પુરુષ અને પ્રકૃતિની જોડ :

હોય સૂનો સૂનો સંસાર !
દિગન્તભર ભાસે સુનકાર !

વસન્ત ફોરે, તરુવર મ્હોરે,
મધુરવાં કરતાં ટહૂકાર ;
રૂમઝૂમ રૂમઝૂમ ઝરે સરિત ને—
ચન્દ્રની તારકના ચમકાર :
એમ ખીલે બેલડી અવતાર,
ન્હોય સૂનો સૂનો સંસાર !

[illegible]તણા તવ શુષ્ક જીવનમાં,
સરજનહારે સિંચ્યો પ્રેમ ;
દયા દીનતા પુણ્ય પરમાર્થે
જીવતાં જીવન કુશળક્ષેમ :
લગ્નદંપતીને દિદાર,
પુરુષ—પ્રકૃતિ કરે વિહાર :

પૂજક સૌન્દર્ય ને સ્નેહનાં,
પાળે પાવન કુળાચાર ;
ગાય બન્નવે ગીત પ્રભુનાં,
પુરાય સૂર ને ગૂંથાય તાર :
ન્હોય સૂનો સૂનો સંસાર !
દિગન્તભર બાજે ઝુનકાર !

કન્થ કહે "આ ભવસાગર છે—
ખારો, નવ આરો તરવા ;"
કહે કામિની "જીવતરણ આતો,
ઠામ ન ક્યાંય દિસે ઠરવા !"
દંપતી નિજ સૂને સંસાર,
વાંચ્છે અમૃતના સંચાર :

જપતપ માંડ્યા, તીરથ સેવ્યાં,
સાધ્યાં કંઈ કંઈ જન-કલ્યાણ;
દંપતીપર રૂઠ્યા તવ દેવો,
ને દીધો ભવ ઉજ્જ્વળ ભાણ:
સ્વર્ગસમો સોહે સંસાર,
દિગન્તભર કલરવ કિલકાર!

દંપતીના રસદેવ સમોવડ,
માનવમંદિર પૂજ્યસ્વરૂપ;
જીવનજ્યોતિ, કુળનો દીવડો,
આંખડી પ્રાણની, પાંખ અનુપ:
બાળકુસુમ ખેલડા શણગાર;
સ્વર્ગીય, બાળવંત સંસાર:

બાળક બોલે, ઢાળે કોડ,
બાળક ખેલે રસખેલન;
રાગે, અનુરાગે માગે કૈં
ને બાળક માંડે રૂદન:
બાળલીલાને તારેતાર,
ગુંજે જીવનગીત રસાળ:

બાળક ઊતરે સ્વર્ગસદનથી,
કલ્લોલતો કરવા સંસાર;
છંદ, ભેદ, બન્ધન શાં એને?
બાળક વાંચ્છે પંખી વિહાર:
બાળશું પાઠવતા પરમેશ—
સુણાય તે સુણે સન્દેશ.

# બાળમહિમા



મનુજીવનની અભિલાષા,
ઉર ભાવભર્યાં વિશાળ ;
છો ઉજ્જવળ ભાવિ આશા
કુળ—દેશદીપક રસબાળ !
ભારતવાડીનાં ગરવાં,
ઓ મધુરવાં બુલબુલ !
તમ ચરણે શાં શાં ધરવાં,
મીઠડાં દૈવી ફળફૂલ ?

તમ જેવા શિશુ શ્રવણે
કીધ માતપિતાની સેવ :
ધર્યું જીવન શ્રીહરિ ચરણે ;
દે આશીર્વાદો દેવ :
ને દેવરૂપે પૂજાયા,
યદિ ! રામ ભાંડુગણ સાથ :
હો એવા જનનીજાયા:
આજ્ઞાપાલક અભિજાત !

ગુરુકુળમાં કૃષ્ણ સુદામે,
પાંડવવીરે લીધ જ્ઞાન ;
તે જ્ઞાનતણાં પ્રભુનામે,
દીધાં દુનિયાને દાન :
ભમ ફેર્યા ભારતભૂના,
ને સાધ્યાં પરકલ્યાણ ;
હો એવા શિષ્ય ગુરુના,
ઓ પૃથિવિપનોતા પ્રાણ !

ત્રિલોક સૂણતાં મોહે,
પડ્યો પાવન 'અહાલેક';
ત્યાં કણ્વઋષિની સોહે,
કુદરતઅંકે કુટિ એક:
જ્યાં ભરતબાળ ખેલંતો,
સહ સિંહણનાં સંતાન;
ગાત્રજ તેનાં પુણ્યવંતાં:
કરશો એ શક્તિપાન:

ભીલ એકલવ્ય અભ્યાસી,
ને અર્જુન, કર્ણકુમાર;
વિદ્યા રૂડેરી પ્રકાશી,
ગ્રહી 'લક્ષ્યવેધિ' આચાર:
અમૃતછાંટણથી આછાં,
ના રૂચ્યા વિશ્વવિહાર;
વિદ્યાર્થીજીવન સાચાં,
હો 'લક્ષ્યવેધિ' એકતાર:

દીનતા ને દળદર ટાળ્યાં,
અંતરને હૂંડે વ્હાલ;
મૈત્રીવ્રત પૂરાં પાળ્યાં,
ને મિત્ર બનાવ્યો ન્યાલ:
એ કૃષ્ણ—સુદામા જેવા,
હો સખા જીવન—સહચાર;
મૈત્રીભાવે મનુસેવા—
થી, ધન્ય સુણે અવતાર:

ધ્રુવપદ ધ્રુવજીએ લીધાં,
ને સાધ્યાં તપનાં તેજ;
સંકટ સૌ ઘોળી પીધાં,
પ્રહ્‌લાદે સત્ય વડે જ:
ને ભીષ્મ બાળ બ્રહ્મચારી,
મશહૂર પ્રતિજ્ઞાપાલ;
એ ઉત્તમ વ્રતના ધારી,
હો બળવંતા એ બાળ:

વાચન ચિંતવનનું વસ્તુ,
ઇતિહાસે અમરાંકિત;
નસનસ વિષે ધસમસતું,
સાહિત્ય સનાતન નિત્ય:
રન્તિ, બલિ, દધિચિ, શિબિના,
પઢવાને સ્વાર્પણ પાઠ;
હો સજ્જ, બાળ ભારતીના!
ભારત નિરખે તમ વાટ.

*

# જનેતાને

ના ભૂલું તુજ પાડ
જનેતા! ના ભૂલું તુજ પાડ:

જોયું ફરી ફરી જગમાં, બીજે ન મળે તારાં લાડ:
—જનેતા

ભલે મિત્ર—પત્નીનાં વ્હાલપ, દોરે વૈકુંઠદ્વાર;
જન્મહેત તો તારાં પણ મા! વત્સલતા તુજ ગાઢ:
—જનેતા

બાંધુ—પિતાની છાંયા સૌ આછી તૃષ્ણા હરનાર;
હૃદયવિલાસીની એક જ તું તૃષ્ણાહર કલ્પનું ઝાડ:
—જનેતા

ઉછેરવા અમૃત પાયાં મા! બચપણમાં વણ સ્વાર્થ;
પ્રાણથી અદકાં રક્ષણ કરતી સહી તાપ ને ટાઢ:
—જનેતા

અમી ભરેલા હૈયાની મા! વ્હાલપવેલી ગાળ;
બોલ કોડીલા, બચિયો રસભર, બહુ બહુ એવું યાદ:
—જનેતા

એ દિવસો, એ હેત અને મા! હઠીલી બાળક રાઢ;
નમન નમાવે, ઋણી બનાવે, ઋણ જાણે સુત. માંડ:
માડી! તુજ પાર વગરના પાડ

# મહિલા-ત્રિપુટીના મનોભાવ



ઊર્મિના ઉરસમું અતિ સ્વચ્છ, ઊંડું,
દિસે શિવાલય કને સર શાન્ત ઊંડું ;
નિરભ્ર વ્યોમ શરદેન્દુ થકી સુહાયે,
એકાન્ત ભોમપટ ચન્દનીમાં ન્હવાયે.

ત્યાં આમ્ર ને કરીર પીપળ નામવંતી,
ત્રિપુટી પાદપતણી શીત છાંય હેતી ;
તે કુંજમાં યુવતીઓ ત્રણ—ત્રિપુટી શી,
ધીમા સમીરસમ કૂજે નિજ આપવીતી :—

પુષ્પાવતી :

"જો સખિ! જે જળ સરવરિયાનાં, ચન્દનીસહ કલ્લોલ કરે,
"જીવનજીવનમાં અમૃત સિંચી, શશધર રસતરબોળ કરે;
"કુદરત–ખોળે અમીવર્ષણમાં, વિશ્વ બધું અંઘોળ કરે,
"સૂર્યમુખીસમ વિલાયલુ ક્યમ મુખડું? અંતર ગોલ અરે!"

ઇચ્છાગૌરી :

"કેમ કહું? નથી વાચા ઉરને, દિલદુઃખ વ્યર્થ મુખે કથવું,
"ફળે ન અંતરને અંતર તો, પૂછો જાણવા શીદ મથવું?
"વસન્ત ફાલે, વનવન ખીલે, ઉતરે લીલાં ફળ ફૂલડાં,
"આમ્રમંજરી—રસ પી કોયલ ગીત સુણાવે અણમૂલડાં:

"હતભાગી શિર કરીર જો, પત્ર ફૂલ ફળ નહિ કશું!
"એમ થાય છે, "હું ય ત્યજી ભવ, કરીરશી જઇ વને વસું!"
"નવપરિણીત હું પ્રમદા હોયે હતભાગી—સન્તાનહિણી!
"સૂને ભવ રોઉં, જ્યમ રાતે રોતી સરવર—કમલિની :"

પુષ્પાવતી :

"મા શોચતી કમલિનીસમ પુત્રકોડે,
"શાને હતાશ થઈ જન્મ વૃથા વખોડે?
"અગ્નિ અગમ્ય, તદપિ સહુ કાષ્ટમાં છે,
"હતાવળે ફળ ફળ્યાં શું અનુભવ્યાં છે?

"શ્રદ્ધાતણી અમરવેલશી વેલડીને—
"સંયુક્ત શક્તિ સિંચી દેવગણે ઘડી છે:
"તે વેલીનાં વ્રત તપોબળની પ્રભામાં,
"ઋષિ મહંત મુનિઓ ફળસિદ્ધિ પામ્યા:

"ને કૂંહે સખિ! સુજનમાં જ શું સુખ દીઠું?
"શું પુત્ર, પુત્રી પરિવાર ન સૌ ઉજીતું?
"દીઠા ઉછેર સહુ કુળ ઉજાળનારા?
"છે દૂરથી જ નવલા નભ તેજતારા:

"સરવર—જળપર તરતુ નાવ, તે તારે કે ડૂબાડે જો!
"કાષ્ટ ભિતરનો અનળ તેજ દે કે નિકંદન ફૂંકાડે જો!
"પૂજાય કે ચૂંથાય મલિન કર કુસુમ માળી ઉગાડે જો!
"પેટ પડે પત્થર કે હીરા, કણબા કિસ્મત આડે જો!

"ઉડે વિહંગ ગગને ઉગતા પ્રભાતે,
"તુંયે સ્વતંત્ર મૃગશી પ્રિય સ્વામી સાથે;
"જંજાળ, જાળ મીનની, ભરમોહ—માયા,
"તું તેજ: પુત્રવતી હું સખિ! શ્યામ છાયા!"

સૂણી અનુભવ કટુ, મન મિષ્ટતાથી,
ધીમી ધીમી ધડકતી જરી ચાંપી છાતી;
નિઃશ્વાસ દીર્ઘ ધરતી સખી માન સેવે,
ગંગા વદે વિમલ ગંગશી મન્દ બોલ્યું:—

**ગંગાગૌરી:**

"અવતારે સૌભાગ્યવતી હું કર્મ થઈ વૈધવ્ય દશા,
"સરવરપરનાં કમળ સમોવડ માણ્યા નવ ભ્રમભાગ કશા;
"કમળ બાપડું સરવરવાસી, સૂર્યે જળ સોસ્યાં સજની!
"મધુકર ઉડ્યો, રવિ પોષણ દે, દૃષ્ટિ હવે ત્યાં દિન-રજની:

"હતાશ હૈડું હોય ભલુ તો, આશાભરી સોહાગણ છું,
"કળી અકાળે કરમાયલી છું, દગ્ધ રવિતપ—જોગણ છું;
"જોવું રોવું જીવન જીવવું, જવું આવ્યાં ત્યમ એકાકી,
"સૂને જીવ સોરૂં સંસારે, પાંખ તૂટયે શું રહ્યું બાકી?"

ઇચ્છા, સમુજ્જ્વળ હરે ભરી ભાવિ આશા,
પુષ્પાવતી, સુત છતાં નિતરે નિરાશા,
"ગંગા સ્વરૂપ" સખી, ઉષ્ણ ધરે નિશ્વાસા,
ફેંકે વિચિત્ર વિધિ શા મનુમાટ પાસા?

"ઇચ્છાબળે છે જીવનું ય ઇષ્ટ,
"ખપે પરાર્થે ફૂલ, તે વિશિષ્ટ;
"ગંગાસ્વરૂપે થવું વિશ્વગંગા,
"આજન્મ વિધિયે એ રંગ રંગ્યા:"

સન્દેશવાહક સમીરણ ગૂઢ રીતે,
ભેટી સખી—ત્રિપુટીને નિજ મંત્ર ફૂંકે;
ને થઇ પ્રફુલ્લ ફૂલશી ત્રણ યુવતી ત્યાં,
શાંતિ વિષે રજનીએ પણ નેત્ર મિંચ્યા.

*

## તને ચાહું

તને ચાહું તેવું, જીવનભર જો ચાહ્ય તું મને,
સખે ! કેવી સૃષ્ટિ, સુરસદનશી સ્વર્ગીય બને ?
પ્રભા, ઉષા, સન્ધ્યા, પ્રતિપળ રસિલાં રૂપ ધરે,
તરૂ, પક્ષી, પૂષ્પો, મધુર રસભાવોથી વિહરે !

સખે ! કેવાં એ રો, પ્રણયમય કલ્લોલ કરતાં !
અને કેવી સુખે, કુદરત–હું કે યુગ્મ ઠરતાં !
રૂડાં એ સૌન્દર્યો, સુખદ પણ ક્યારે હૃદયને ?
તને ચાહું તેવું, જીવનભર જો ચાહ્ય તું મને:

"સદા ન્હાતાં બન્ને" અનુભવવી એ 'ધન્ય' ઘટિકા,
બને એ લ્હાવાથી, કટુ દિન બને જો રસમીઠા;
નિરાશા ને ગ્લાનિ, શ્રમ, દુઃખ બધુંયે ભૂલી જતાં,
વહે સુખાનન્દે જીવન, તુજશું અમૃત પીતાં :

ફળે કિન્તુ આશા ? વિધિસૃજિત ભાસે ભિન્ન કૃતિ !
હશે શું ચન્દ્રિકા ભૂતળ ઉતરીને ચમકતી ?
જડીબુટ્ટી ત્હોયે વિરલ ફળદાયી તુજ કને,
યદિ ચાહી મૂને વિસરી સઘળું મ્હારી જ બને :

તને ચાહું એવું જીવનસખી થઇ ન્હાય તું મને,
મઢૂલી તો મારી સુરસદનશી સ્વર્ગીય બને;
વૃથા જો સ્વપ્નું તો સહીશ ક્યમ સંસાર ભટકો ?
શિખાવીને અંતે પ્રકટી સમશે પ્રેમ–તણખો !!

# એ દૃષ્ટિ

રવિ આથમ્યો,
કમળો નમ્યાં,
ને સૂર્યમુખીઓ વિલાય કો રિસાયલી લલના સમાં:
પૂરાય—વળી પલટાય નવલા રંગ નિર્મળ ક્ષિતિજમાં:

લીલા પથિક નિહાળતો,
ને લોચનો ક્ષણ ઢાળતો,
થાક્યા સફરથી ચરણ વન્દી ચન્દ્ર, સદને વાળતો;
શ્રમ—તાપ કિંતુ પથિકનાં, એ દૃશ્ય નહિ નિવારતાં:

વાંકી શિંગડીએ ડોલતું,
ધણ ચાલતું વાગોળતું,
ચતરંગ બજતી ગોપબંસી સૂર સહ કલ્લોલતું,
સૌ કંઠ ઘંટડીનાદથી સન્ધ્યાર્તિ સ્મૃતિરસ ઢોળતું:

લીલા પથિક નિહાળતો,
ને લોચનો ક્ષણ ઢાળતો,
થાક્યો સફરથી, વન્દીને ગૌધણ: સદનભણી ચાલતો,
શ્રમ—તાપ કિંતુ પથિકનાં, એ દૃશ્ય નહિ નિવારતાં:

રવિ ઉતર્યો પશ્ચિમને જ્યમ આંગણે,
પથિ પ્હોંચિયો ત્યમ પ્રિય વતનને પાદરે;
એ ચોતરો, એ દેવળો, ને એ જળાશય જળભર્યાં,
કલ્લોલતાં પારેવડાં નિરખી, ઠર્યાં—દિલ ના ઠર્યાં:

ફળિયાની મધ્ય ચબૂતરો,
સંમુખ ગૃહનો ઉંબરો,
રાણી ખડી વીજવેલશી, ને દૃષ્ટિમાં દૃષ્ટિ મળી;
ફૂલ્યો પ્રફુલ્લ થયો પથિક, શ્રમતાપ સર્વ ગયાં ગળી!

# ડુમસને દરિયે

—✻—

જો ! આપણા સિન્ધુવિહાર જેવું,
ક્રિડે ન્હણે સારસયુગ્મ કેવું ?
ને વૃક્ષકુંજે ધરી છત્રછાયા
યથા નભે આપણ બે છવાયાં !

આ એ જ સિન્ધુ, શમણાં મહીં જે તરંતો,
જ્યાં પ્રાણહંસ અભિલાષભર્યો ઉડંતો ;
ને એ જ સારસ સમોવડ આપણે બે,
ન્હાતાં સખિ ! વનવિહારથી દિવ્ય તેજે :

મીઠો સમીરણ હુંફાળ અગમ્ય રીતે,
સન્દેશ ગૂઢ કથતો યદિ સ્પર્શી ચિત્તે ;
ને એવી ઉરલહરી વહી વારવારે,
સંસારભાર ભૂલવે દરિયા કિનારે :

સંસારીના જીવન સરખું નાવ બાંધ્યું કિનારે,
ઝોલાં ખાતું ઘડીક વિરમ્યું મુક્ત થઇ જેમ ભારે ;
લેશું એવી, વિરલ પળમાં શાન્તિ, એકાન્ત તીરે,
ને કૈં ગાશું જીવનકવિતા ગાજતા ઘોર નીરે :—

ઢોળે કુમ્ભ ભરી ભરી રસ, શશિ ખીલી નભોમંડળે,
ને દેવિ ! તુજ સ્નેહશા જળપુરે અમ્બોધિ શો ઉછળે ?
હૈયાની રસઐકતાથી લગની અન્યોન્ય લાગી રહે,
જીવન જે રીત આપણાં રસભર્યાં સાથે જ વિશ્વે વહે :

ગૂંથે નામ ન્હણે સુવર્ણરજમાં, કો માનવી કોડથી,
આવે કિંતુ પ્રચંડ નીરભરતી, ભૂંસાય જો આકૃતિ!
છો ને કાળતુફાનથી જગતમાં લોપાય નામો રખે,
અંકી નિજ તથાપિ સાશ્વત સખિ! ના કાળ લોપી શકે:

આવી સમાય સરિતા દરિયાવ દીલે,
ગંભીર ધીર વૃત્તિથી જગભાર ઝીલે;
એ સિંધુશું હૃદય સ્નેહભર્યું ઉદાર,
પ્રત્યક્ષ આજ અનુભવું થઇ એકતાર:

સંખ્યાં હશે ઉદરમાં મણિરત્ન ઝાઝાં,
છાંડી હશે ઉદધિએ નહિ કો દિ' માઝા;
તૃષા ન જો પથિકની તદપિ નિવારી,
તો સિન્ધુમૈત્રી, તુજથી અદકી ન સારી!

જેને હેડે, નયનવદને શ્વાસશ્વાસે અમી છે,
જેની કાન્તિ જળહળ થતી દિવ્યજ્યોતિ સમી છે;
જેનો આત્મા પુનિત ચરિતે, ધર્મતેજે ભરેલો,
એ વ્હાલીનો ઉદધિ કરતાં છું વધુ સ્નેહઘેલો.



# વિરલ વિહાર

નિત્યેય સિન્ધુભરતી સરખી ચડે શું?
કે પૂર્ણિમા ય હરનિશ જ ઉઘડે શું?
વિશ્વે વસન્ત વહતી શું સદાય દીઠી
વિહારની વિરલ, જીવનવેળ મીઠી:

ફોરે સદાય ફૂલડાં વદને રસિલે,
ઉષા નિરંતર નભે નવરંગ ખીલે;
ને ઉદ્દભવે વિચિ હમેશ ભર્યા સલીલે,
એ સૂક્ષ્મભાવ સહજીવનના કળી લે:

ફોરે સદાય હૃદયો વદને રસિલે!
સ્નેહેભરી જીવનમિષ્ટ ઉષા ય ખીલે!
ને ઉદ્દભવે વિચિ અખંડિત યુગ્મ—દીલે!
કહે દિવ્યભાવ-લહરી ન શું નિત્ય ઝીલે?

નિત્યેય સ્નેહભરતી સરખી ચડે શું?
કે પ્રેમપૂનમ પ્રતિપળ ઉઘડે શું?
વ્હેતી અનન્તલહરી શું સદાય દીઠી?
વિહારની વિરલ, જીવનવેળ મીઠી.

# સ્વપ્ન સુન્દરીને

સરલ હૃદયા શાન્ત પ્રતિમા !
સુશીલ સલૂણી સ્વાર્પણ સીમા !
વિભૂતિ વિભુની,
મીઠી ને સદ્‌ગુણી,
ન આનન્દે ઉણી, જીવનસખિ ! શાણી શીલવતી !
સ્વભાવે શાણી, ને કુદરતકલાની પ્રતિકૃતિ :

વહન નહિ વિલાસપથમાં ;
વચન નહિ મિથ્યા મમતનાં :
ન મોહે મોહેલી,
ન સમૃદ્ધિ ઘેલી,
ભવે અમૃતવેલી, વિમલ રસના અર્ણવ સમી ;
પવિત્રાત્મન્ બાલા ! અમર પ્રણયે સિંચતી અમી :

પુનિત ભવના ધર્મ ધરતી ;
કુળભૂષણશાં કર્મ કરતી :
ન આશા માયાની,
ન સ્પૃહા કાયાની,
પતિની છાયાથી, અનુભવતી'તી સ્વર્ગીય સુખો ;
“પ્રભુ ઈચ્છા” ભાખી, શમવતી ઘણાંયે દિલદુઃખો :

ઘણું ભણી ન વિદુષી તું થઈ :
ઘણું શીખી ન તું 'શિક્ષિત' થઈ :
ક્ષમાના : નીતિના :
દયાના : પ્રીતિના :
ઘણાએ ગીતાના, તદપિ પુણ્યપાઠો, તુજ વડે—
શીખ્યા હું ત્હેજે, તે નહિ ગહન ગ્રંથોપ્રતિ જડે !

વિલય બનતાં કંપતાં ગીતો,
મધુ જીવનનો એ યુગ વિત્યો!
તૂટયો તંબૂરાનો,
મહાતંતુ મારો!
ભવાબ્ધિ કિનારો તુજથી દૂર સુદૂર દિસતો!
સૂની સિન્ધુનૌકા ડગમગી રહી નાવિક જતાં!!

ચમકી ક્ષણ વિદ્યુત વિરમી!
વિસરવી ન જે અંતર રમી!
ચૂકયો ભાવિ ચીલા:
સ્મરૂં શાને લીલા?
ઉષા રંગો ખીલ્યા, સહજ સ્વપને આથમી ગયા!
પડી શિરે સન્ધ્યા, ભમું ભવરણે—એ દિન રહ્યા!

ભવરણ વિષેયે ભમીશ હું:
અમર તુજ ગ્રંથી સ્મરીશ હું:
અને ભોળી બાળા!
પ્રસંગો સૌ વ્હાલા—
દિનો વિષે કાળા, અકળ બળ દે, એ ચહીશ હું;
થવા તારો પન્થી, કુદરતપ્રવાહે વહીશ હું:

તદપિ સહસા અન્તર રડે:
હૃદય દ્રવતું લાગણી વડે:
રડીને યે ક્હેવું:
ચહ્યું'તું તો સ્હેવું!
અને વાંચ્છું એવું, અમર તુજ આત્મા પ્રભુપદે
રહો નિત્યાનન્દી સુમન સમ: એવું ઉર વદે.

*

## હૃદયપલટો

---

સરવરિયાંના નિર્મળ જળમાં હંસ કરે કલ્લોલ,
બાલા! હંસ કરે કલ્લોલ;

હંસ કરે કલ્લોલ: ડોલે કમળો લોલવિલોલ,
બાલા! કમળો લોલવિલોલ:

સરવરનાં પણ જળ સોશાયાં,
હંસ ઉડયા ને કમળ વિલાયાં,

સૂકાય રસ, ને સુન્દરતા ગઈ; રહ્યું પછી શું બોલ?
બાલા! રહ્યું પછી શું બોલ?

ફૂલડે ફાલી ફૂલવાડીમાં નવરંગી રંગોળ—
પૂરી નવરંગી રંગોળ;

નવરંગી રંગોળ: ઉડે લીલીછમ રસછોળ,
બાલા! લીલીછમ રસછોળ:

વાડીનાં પણ ઝરણુ સૂકાયાં,
લતા તરુ ફળ ફૂલ કરમાયાં,

ઝાડી રહી ને ચેતન ચાલ્યું, રહ્યું પછી શું બોલ?
બાલા! રહ્યું પછી શું બોલ?

મણિ માણેક મુક્તાફળ જડિયાં, કુન્દનમાં અણમોલ,
બાલા ! કુન્દનમાં અણમોલ ;

કુન્દનમાં અણમોલ : ચમકે તેજરસે તરબોળ ;
બાલા ! તેજરસે તરબોળ :

કુન્દનના પણ ઘાટ ઘસાયા,
ઉતર્યાં પાણી ને રત્ન છવાયાં,

તેજ ઘટ્યાં ને નૂતનના ગઇ, રહ્યું પછી શું બોલ ?
બાલા ! રહ્યું પછી શું બોલ ?

અંતરતરના ઉજ્જ્વળ સ્થળમાં આત્મ કરે કલ્લોલ,
બાલા ! આત્મ કરે કલ્લોલ ;

આત્મ કરે કલ્લોલ : જીવનઝૂલે રસહિંચોળ,
બાલા ! ઝૂલે રસહિંચોળ :

અન્તરનાં પણ દ્વાર વસાયાં,
આત્મકમળ ઉઘડ્યાં—બીડાયાં,

ગયો ગયો આનન્દ જીવનનો રહ્યું પછી શું બોલ ?
કરવાં નિઃશ્વાસે અંઘોળ !

# સંસાર-માળીને

માળીડા ! તારી વાડીએ વાય ઉન્હા વાયરા !
ધીકે ધરતી ને ઉડે તણખા ઉર માહ્યરા,
ભડકા ઉર માહ્યરા રે—માળીડા !

લીલી લીલી વૃક્ષઘટા ક્યાં ?
ફૂલડે ફાલી કુંજલતા ક્યાં ?
ક્યાં છે વિસામો દેતા શીળા શીળા છાંયડા !
હૂંફાળા છાંયડા રે—માળીડા !

બુલબુલ કોયલના મિઠ્ઠડા,
મેના શુકના ટહૂકડા,
સૂનો સૂનો સૂણું : લાગે સૂરો થરડાયલા,
કંઠે તરડાયલા રે—માળીડા !

નિર્મળ જળ-ઝરણાં ઝરતાં,
રવિ શશિ તારક તરતા,
બન્ધે દુર્ગન્ધે દિસે પાણી ડ્હોળાયલાં,
અમૃત ડ્હોળાયલાં રે—માળીડા !

સિઝથા તપ્યા મુસાફરના,
જીવતરની મોંઘી સફરના,
વંઠે—વેરાય સરજ્યા દેવોના ડાયરા,
ઘરઘરના ડાયરા,
કુળકુળના ડાયરા રે
સંસારી ! તારા મન્દિરિયે વાય ઉન્હા વાયરા !

# ન્હોરતાંને ન્હોતરે

અમૃતચોઘડિયાં બજે, મંદિર મંગલનાદ;
અરુણ લઈને ઉતરે, ઈશ્વર આશીર્વાદ:

ચાલ, સખિ! ચાલ, સ્નેહગંગાને કાંઠડે,
ઉષાનાં તેજે અંઘોળવા:
ગૂર્જરીની કુંજકુંજે ટહૂકંતી કોકિલા,
જઈએ રસરાસે કલ્લોલવા:

ધોવા કલંક ચાહલો, ડૂબ્યો સાયર નીર;
જ્હેરોડ મકટ્યા પ્રાચિમાં નિર્મળ કંચનકિર :

જોને, સખિ! જોને ફૂટે કસુમ્બલ ટશરો,
અણબોટયાં ફૂલડાંની ફોરમ ફોરે;

ફોરે વસંત, વાય મલયાનિલ મિઠુડો,
ઘરઘરની રાજ! ગૂજરાતણ મ્હોરે :

રત્નાકરનાં મોતીડાં, માનસસરના હંસ;
પંપાસરનાં પદ્મ ને મધુવનના મકરંદ :

ઝીલો, સખિ! ઝીલો સ્નેહ-સૌન્દર્ય નૂજવાં,
ઝીલી ઝીલીને ભેટ ધરીએ ભોમે;

ભોમે સામ્રાજ્ય આજ સ્વાતંત્ર્ય સોહલાં,
કલ્યાણક ભાણ જેની સૂરજ સોમે :

—ચાલ, સખિ!

❧

## આત્મગૂંજન

મેઘલી રાત મહીં ધ્રુવતણો તારલો,
ચમકે ગગનગુહા ભેદી જી રે;
જુગજુગના જોગીશો એકાકી હંસલો
નિરખે પ્રકાશરેખ એવી જી રે:

ઘેરે આકાશ, ઘેરીઘેરી વાદળિયો,
નમેરી નિશમહીં મ્હાલવાં જી રે;
ઘનને ઘેરેલ ઓખ રૂપેરી ચાંદલો—
ચમકે તે દિશ મારે ચાલવાં જી રે:

ભરતી ને ઓટ સ્વલ્પ સિન્ધુના ઉભરા,
ડોલતી ન દીઠ દીપદાંડી જી રે;
ભડકા ને છાંય—સૃષ્ટિ મધ્ય ગિરિ ગાજતો,
નિગ્રહ સમાધિ એમ માંડી જી રે:

તૂટો ઓ આભ! ખૂટો ધરતીના રસકૂપ,
થીકો દિગન્ત! કાળવીજે જી રે;
પ્રલયને પૂર સ્વયંનૂર તરે હંસલો,
સનાતન સત્યથી જ ભીંજે જી રે.

—મેઘલી

## માયામૃગ

"કોમળ ચરણો કુસુમ ચાંપી, મલતો રે
"પેલો પંપાસરોવર ખેલતો રે,
"રૂડો કાંચનવર્ણો કુરંગ રે; મોહ્યું મન
"માહરૂં એને જોઇને રે:

"એની ચમકંતી ચપળાશી આંખડી રે,
"સોહે શિંગડીઓ શિર વાંકડી રે,
"ડોક ઊંચી ને ભરતો છલંગ રે; મોહ્યું મન
"માહરૂં એને જોઇને રે:"

"ઘેલાં વેણ શાં વારૂ ઉચ્ચરો રે?
"નથી ઉજળાં એટલાં દૂધડાં રે,
"એ તો સન્ધ્યાશા કનક કુ-રંગ રે; માયામૃગે
"જાનકી! ના મોહીએ રે:

"કરણે સુણ્યું, નયને નવ દીઠ્ઠું રે,
"કદિ બ્રહ્માજીએ હીમથી મઢ્યું રે,
"જન પશુ પ્રાણી વ્યોમ વિહંગ રે; માયામૃગે
"જાનકી! ના મોહીએ રે:"

"મૃગ સાચો, તો મઢૂલી સંઘરૂં રે,
"હશે હંસી તો શું જશે આપણું રે?
"પૂરો આશાભરીનો ઉમંગ રે; મોહ્યું મન
"માહરૂં એને જોઇને રે:"

"વહો સ્વારથની શીદ રૂઢિએ રે!
"પ્રાણી વાંક વિના કેમ પીડીએ રે?
"છેડો ભોળપણે મા ભુજંગ રે; માયામૃગે
"જાનકી! ના મોહીએ રે:"

"જોવાં મૃગયાખેલન માહરે રે,
"વાંચ્છું, વિદ્યા કેવી વશ થાય છે રે,
"છોડી બાણ, વિંધો મૃગ અંગ રે; મોહ્યું મન
"માહરૂં એને જોઈને રે:"

"વરીવિદ્યા તે કેમ વંઠાવીએ રે?
"સમે પરાક્રમે પંકાવીએ રે,
"પરમાર્થે વહે પુણ્યગંગ રે; માયામૃગે
"જાનકી! ના મોહીએ રે:"

"જાણ્યું, છાના રહો અલબેલડા રે,
"ન્હોતા જાણ્યા આવા ઘરઘેલડા રે,
"છેક ક્ષત્રિધરમનો શો ભંગ રે; મોહ્યું મન
"માહરૂં એને જોઇને રે:"

"હોયે શૂરા તે સિંહશું ઝૂઝતા રે,
"નહિ દુર્બળ—દીનને દૂભતા રે,
"મારે ખેલવાં જબરાંશું જંગ રે; માયામૃગે
"જાનકી! ના મોહીએ રે:"

"અમથા ભરમાવી લોચન ભીંજવો રે,
"થયા 'સંસારી તો મન રીઝવો રે,
"ઘરથી જાણ્યા ન્હોતા આવા ઢંગ રે; મોહ્યું મન
"માહરૂં એને જોઈને રેઃ"

"વસી મન્દિર દઉં મુખમાગણાં રે,
"વનવાસીને શાં આવાં રૂસણાં રે,
"છાજે કાબુમાં મન—માતંગ રે; માયામૃગે
"જાનકી! ના મોહીએ રેઃ"

"મોહ્યા મોહ્યા ચારૂ મૃગચર્મથી રે,
"મહા મુનિ કે સંત જોગી જતિ રે,
"લાગ્યો મુજને યે રસરંગ રે, મોહ્યું મન
"માહરૂં એને જોઈને રેઃ"

"જોગી જતિનાં જીવન જૂજવાં રે,
"વ્રત પાળ્યાં તે આપણે પૂજવાં રે,
"બને એતાલી નહિ તો મૃદંગ રે; માયામૃગે
"જાનકી! ના મોહીએ રેઃ"

જાણ્યા હઠીલા જોગી ને રાજવી રે,
એમ હઠેભર્યા સીતા સાધવી રે,
મોહે અન્ધ થયાં મતિમન્દ રે; રઘુપતિ
સંચર્યા મૃગ મારવા રેઃ

હણ્યો કુરંગ કંચુકી કારણે રે,
હર્યાં જાનકી દાનવ રાવણે રે,
વ્હોર્યો અણવાંછ્યો યુદ્ધ પ્રસંગ રે;

સીતાસતી

શોચતાં 'શોકવાડીએ રે:-

" માયા—મોહે ઋષિ મુનિ રાજવી રે,
" કેંક પડયા, સંતાપ્યા શાપથી રે,
" ગળ્યાં ગૌરવ, થઇ તપ ભંગ રે.

માયામૃગ

"મોહથી નવ પાળવો રે."

ભૂલી 'સ્વદેશી'નાં વ્રત—વ્હાલને રે,
જો ન જાણી 'માયામૃગ'-જાળને રે,
કરે અધીન—'વિદેશી' અંગ રે,

ભારતમૃગ

સ્નેહથી સંભાળવો રે.

# નવકોડવતી



નવમેઘભરી નભવાદળીશી રસબાલા !
શા અન્તર ભરઅભિલાષ આવે ઉછાળા ?

તુજ યૌવન—અન્તરભાવ: છુપે શું અબોલ રહે ?
દેતાં ઢાંકણની છાંય છુપે કયમ સૂર્ય કહે ?

નભ ચમકે તારકતેજ—સમોવડ દેવકીકી,
કામણઢોળ્યાં તુજ નેન એવાં, કોડવતી !

વ્રત પૂજન દર્શન ભક્તિગૂંથ્યા ભાવે બ્હેની !
તુજ હૈડાના ધબકાર, ચહે શો વર, કહેની ?

કળી ખીલે ને થાય કુસુમ, સજે રૂપ ને ખુશબો,
તજી ઉપવન—માતૃવિહાર, ચડે સુરશિર પૂષ્પો;
હવે ખીલતાં સખિ ! સર્વાંગ, મટીને પિયરતણી,
રણકે નૂપુર—ઝંકાર, કીયા દિલ દેવભણી ?

ઉગી પામે પદ્મ વિકાસ સરવરની તીરે,
તેનો રવિશુ દ્રષ્ટિ દોર; નહિ જનની નીરે;
શાણી સજની ! ત્હારી વસન્ત સમોવડ દેહલતા,
રવિશા તરૂ-વરશું ઢાળી ધરો નવપલ્લવતા:

ને અખંડ હો સૌભાગ્ય પુનિત લગ્ને પરણી;
જયમ સોહે વ્યોમ-લલાટ ચન્દ્રકશો તરણી.



# ઇચ્છાવર-કોડિલી

" વેણી ખોલેલી રંગરમણે ચડે જો !
" અઢેલી વરની ડાળે અડે, જો ! આશાની વેલ !
" ઉરના ઉલ્લાસ એમ ફરકે શા મુખડે ?
" શણગાર્યો થાળ પૂષ્પ-અક્ષત્ કુંકુમે જો !
" શાને સાહેલી ! ઘેલી ઘેલી ઘૂમે જો ! સાચું કહે બ્હેન !
" હૈડાંનાં હેત આજ નયણે શાં નીતરે ?
" છાયો નભ મેઘ, માંહ્ય વીજળી ઝબૂકે જો !
" આવડાં શાં તેજ આજ તારાંયે ભભૂકે જો ! શાથી એ બ્હેન !
" જીવનની જ્યોત આજ નવતેરી ઉઘડે ? "
" ઉન્હા હવે વનવાયરા, લાગે શીતળ હેમ;
" પૂષ્પ પરિમલ ભરી ભરી, અગમ્ય અર્પે પ્રેમ: "
—" એ...મ ? "
" કલરવ પંખીનો કટુ, મનને હવે મધૂર;
" રટે પપૈયો પિયુ પિયુ, આલેખી મમ ઉર : "
" —જરૂ...ર ! "
" વ્હાલી કુદરતની કળા, વ્હાલી વિશ્વલીલાય ;
" વ્હાલાં અમૃત દેવનાં, પ્રાણ ભરી પીવાય : "
" અરે વાહ !
" કહેની એ બ્હેની ! લ્હારે એકાકી વાસ જો,
" ઉઘડયા અણદીઠ શા પ્રેમના પ્રકાશ જો ? વરઘેલાં વેણ—
" ગાજંતો ઘેરે નાદ ઉરનિધિ ઉછળે ! "
" ઉછળંતો, ગાજંતો ઉરનો અમ્બોધિ જો,
"આતમનો ચન્દ્ર એક સુહાગી શોધ્યો જો, પૂછો મા બ્હેન !
"રમણે ચડેલ ચિત્ત ચાંદલે ને ચૂડલે"-
—વેણી

## વિજોગણ

અમૃત પાઈને રે કે ઉછેર્યાં વ્હાલે સાહેલડી !
વિજોગે વખરાં રે સમ્ભારણાં સાલે સાહેલડી !

તારક-ગૂંથ્યા રે કે ગગન-ચન્દરવો સાહેલડી !
ભીને વાદળ રે કે વેષ એનો વરવો સાહેલડી !

આંસુભીનાં રે કે લોચન રાતાં સાહેલડી !
પ્હેર્યાં પટકુળ રે કે એમ ભીંજાતાં સાહેલડી !

જાણ્યું ન ઘરથી રે શું વિજોગે વીતે સાહેલડી !
મેના પિંજરીએ રે કે પરવરા પ્રીતે સાહેલડી !

હંસલહીણાં રે કે સરવરિયાં સૂનાં સાહેલડી !
સૂની સારૂં રે કે સ્મરણોથી જૂનાં સાહેલડી !

અઘોર વગડે રે કે એકલડાં રહેવું સાહેલડી !
પાપરૂં પરણી રે કે પરહરવું એવું સાહેલડી !

ભર્યો ભાદર રે કે વળીવળી વરસે સાહેલડી !
તરશે ટવળું રે વણ વ્હાલમ દરશે સાહેલડી !

પૂર ચઢિયાં રે ના નદીએ ઉતાર સાહેલડી !
તપું કાંઠડે રે કે પિયુ સામી પાર સાહેલડી !

મ્હેં તો કુહાવ્યા રે કે જળના સંદેશા સાહેલડી !
વ્હાલમ આવ્યા રે કે "ઘન"-શ્યામ વેષ સાહેલડી !

# સ્નેહ રૂસણાં



ચન્દનતલાવડીની તીરે સાહેલડી !
પાણીડાં ગઇ'તી ઉઘડતે પ્હોર ;
વ્હાણાંનાં નીતરેલ નીરે સાહેલડી !
દીઠડાં કાંઇ કાંઇ કૌતુક ઑર :
—ચન્દન

જળને ઝોલે જળદેવી સાહેલડી !
ઝૂલે ઝૂલે ને સ્નેહલીલા લખે ;
દિલડાંની વાત કોને કહેવી સાહેલડી !
માને તો મારી એક કથની કથે :
—ચન્દન

સન્ધ્યાનો ચંદ ચડ્યો રમણે સાહેલડી !
પોયણે પોયણે રજની રમે;
કમલિની વિલાતે વદને સાહેલડી !
જોતી ને રોતી જળખોળે નમે :
—ચન્દન

ઉગી ઉષા ને ડુબી સન્ધ્યા સાહેલડી !
કિરણે કિરણે કમળો ખીલે ;
ચકોર, પોયણું ને ચન્દા સાહેલડી !
સૂતાં પ્હરોડને અકારા સલીલે :
—ચન્દ૦

બોળ્યો ઘડુલો મ્હેં તો નીરે સાહેલડી !
નીરે કમળોની કુળી છાયા ઢળે;
જોતી ને મ્હોતી સરતીરે સાહેલડી !
તીરે કાયાના પડછાયા પડે:

—ચન્દન

ચડતીની ભરતીંના ભાવે સાહેલડી !
બેડલું ભરીને સંચરતી સખિ !
ઉડતો મકરંદ આવે સાહેલડી !
ઉઘડે ઉરપાંખડી નાથ નીરખી:

—ચન્દન

આજે સરોવર કાંઠડે સાહેલડી ?
સાંભર્યાં ને ઓસર્યાં સ્નેહ રૂસણાં;
વ્હાલે વ્હાલમનાં, આંગણે સાહેલડી !
હૈડાં ભરીભરી લીધ મોઢડાં.

—ચન્દ૦

# પ્રેમનો પ્રશ્ન



ફૂલગૂંથી સેંથી, સખિ ! ગજરે અંબોડલો;
રૂડું એવું આજ, મહીં પૂનમનો ચાંદલો :

કળા સજેલ ચાંદલો,
અમી ભરેલ ચાંદલો,
રસની રેલ ચાંદલો,

ફૂલગૂંથી સેંથી, સખિ ! ગજરે અંબોડલો:

શીતળ ધવળ ચન્દનીમાં, સૃષ્ટિ સકળ ન્હાય બ્હેન
અમૃતની અંજલિનાં પાન વિમળ થાય બ્હેન !
જીવન જીવન, પ્રસન્ન મન ગીત નવલ ગાય બ્હેન !
ચન્દ્રદર્શને જ ત્‍હોય જલધિ વિહ્વળ થાય બ્હેન ! !
રજની રે, મારો સુહાગી ચાંદલો :

નયનજ્યોત ચાંદલો,
હૃદયહેત ચાંદલો,
આત્મતેજ ચાંદલો,

પાય પ્રેમ,
તેમ તેમ,
ક્‌હેની બ્હેની, એમ કેમ—
અધિક અધિક થાય મુજ વિહ્વળ પ્રાણ—મોરલો ?
—ફૂલગૂંથી

## " જનનીનાં જોમ "

---

ઉપવનનાં ફૂલફૂલે ઘૂમું,
બ્હેન ! ત્હોય ગમતું નથી;
વ્હાલમનાં વસ્ત્ર છાની ચૂમું,
ચેન ક્યાંય પડતું નથી:
પાણીડાં જાઉં જળતીરે,
બ્હેન ! ત્હોય ગમતું નથી;
દર્શને સંચરું મન્દિરે,
ચેન ક્યાંય પડતું નથી:
વલ્લભવિહાર સાવ સૂના,
બ્હેન ! ત્યાંય ગમતું નથી;
ઉમળકા ભાવભીના ઉન્હા;
ચેન ક્યાંય પડતું નથી:
રાસ ખેલું અજવાળી રાતે,
બ્હેન ! ત્હોય ગમતું નથી;
વળગું ભરવ્હાલ રસવાતે,
ચેન ક્યાંય પડતું નથી:
અંગ સજ્યાં ચાંદલો ને ચૂડી,
બ્હેન ! ત્હોય ગમતું નથી;
સૂવા બિછાવું સેંજ રૂડી,
ચેન ક્યાંય પડતું નથી:
ન ઓઠે કશાથી કે કંઈએ,
ચિત્ત હોય ભમતું સખિ !
" 'જનની'નાં જોમ ચટ્યાં હૈયે,
" બેચેન ક્યાંય ગમતું નથી!"

# શહેરી પરોણા

વ્હાલપની વેગવતી અવધો વિતાડી,
જાશો શું માયા લગાડી? પરોણા !
જુગશી જુદાઇ કેમ સ્હેશું હો શહેરી ?

ઘેરાઘેરા ઘંટીના નાદે સૂતેલા,
કૂકડો જગાડે વ્હેલાવ્હેલા, પરોણા !
તેથી શું દિલડાં ઉઠયાં હો શ્હેરી ?

પ્રકાશ, પાણી, અન્ન, વાયુ: અણખોટયાં,
ગામડાનાં શું ન ગોઠયાં? પરોણા !
જુગશી જુદાઇ કેમ સ્હેશું હો શ્હેરી ?

બીલોરી સરવરનાં નીર શું ન રૂચ્યાં ?
પનિહારી—બેડલાં ખૂંચ્યાં? પરોણા !
જુગશી જુદાઇ કેમ સ્હેશું હો શ્હેરી ?

ધીંગાં ધીંગાં ઢોર મારાં સોરઠી સતાં,
જૂઓ તો ઢગ દૂધ ઉન્હાંઉન્હાં, પરોણા !
જુગશી જુદાઈ કેમ સ્હેશું હો શ્હેરી ?

માખણ, ઘી-સોનાં ને છાશ, મીઠાં મ્હેડાં,
ઠાર્યાં ના-દેઇ પૂરાં હૈડાં, પરોણા !
જુગશી જુદાઇ કેમ સ્હેશું હો શ્હેરી ?

લીલી લીલોતરી ને હરિયાળાં ખેતર,
દીઠાં ના ચારુ ચરોતર, પરોણા !
જુગશી જુદાઈ કેમ સ્હેશું હો શ્હેરી?

શેરીએશેરીએ શિશુવૃન્દ—લીલા,
કુંજકુંજે કલ્લોલે કોકિલા, પરોણા !
ગોઠે તો ગામડે આવશો શ્હેરી !

મ્હેમાની મનમાની કીધી ના કીધી,
વદાયની વાટ શીદ લીધી ! પરોણા !
ગોઠે તો ગામડે આવશો શ્હેરી !

❀

## ઝાંખી

—

પતિત—પાવન ગણી પ્રભો ! મન્દિર તુજને પધરાવ્યો;
પતિત તપે પણ દ્વારબ્હાર, નવ દર્શન અવસર આવ્યો !
તવ ત્યાંથી તું પરવરે—
સૂનાં મૂકી મન્દિર, વન ઉપવન કુદરતસહ વિહરે :
જય જગદીશ હરે !

સ્નેહ શુદ્ધિ શુચિતા સૌન્દર્યે ધર્મ કર્મને યોગે,
વિરલ સંત સાધુવર પાગલ જોગી જતિને જોગે,
જ્યાં સાચા ભક્ત સ્મરે—
સર સરિ નદ સાગર ગિરિ ઝરણાં સહ રસરૂપ સરે :
જય જગદીશ હરે !

જપ તપ પૂજન સ્મરણ મધૂરાં અધૂરાં અધૂરાં ભાળી,
ગંગા જમુનાં ત્રિવેણી તીરથ—તટથી દૃષ્ટિ વાળી—
ને વસંત જ્યાં ઉઘડે,
જઈ તરુ ફળ ફૂલ સમીર સુગન્ધે હીમ આકળશુ કરે:
જય જગદીશ હરે!

શુક મેના કોકિલ બુલબુલ મુખ મયૂર કલરવ કરતો,
સૂર શશિ તારક ઘન વીજ તેજે સ્વરૂપ જૂજવાં ધરતો,
પણ ક્યાં મુજ અંતરતરે!!
હીન પામર દુઃખ દયા કરુણપથ પુણ્યશાળીને વરે,
છેક અરે! મુજ એકમતિ કયમ ભીષણ રૂપ ધરે?
ચહું, જીવન તુંથી ભરે.

# પ્રલયના પડઘા

ઉગ્યા પાપના ઘ્હોર અઘોર પિતા !
        ઘોર પ્રલયના પડછન્દ પડે :
તપે તાપના બાર અઘોર પિતા !
        શીળી છાંય ન સંસારને વગડે :
—ઉગ્યા

રસહીન થઈ ધીકતી ધરતી,
ઋતુમાળ અકાળક્રમે ફરતી,
જુઠ્ઠાં જવાહીરે ચડતી ભરતી,
        સડે રત્ન પડ્યાંપડ્યાં ઉકરડે :
શિર શાપતણાં ઘનઘોર પિતા !
        ધરી બાદલ ભીષણતા ગગડે :
—ઉગ્યા

દેશ દોલત વિદેશ જાય વહી,
ઋષિવિદ્યા વસુએ વેચાઈ રહી,
મૂલ ફૂલડાંનું મૂલવાય અહીં,
        ફાલી : કંટક વ્હાલે સ્વચ્છન્દવડે :
દંડ, બંડ ને દમનદોરઃ પિતા !
        નૃપ નઠોર છેક થઈ કનડે :
—ઉગ્યા

ભવબન્ધન જન્મથી ભાગ્યે જડ્યું,
અંગ, બન્ધનથી વણ માગ્યે મઢ્યું,
મુક્તાત્માને ગુલામીનું પાનું પડ્યું,
        પિંજરીએ પંખેરૂ—પાંખો ફફડે :
તુજ પાથમાં દોર, તું દોર પિતા !
        પુણ્યપ્રહરોડ પેખી આંખો ઉઘડે :
—ઉગ્યા

## ભવાટવિ

ભૂલી પન્થ ભમું દિનરાત રે,
કોઈ સન્ત બતાવો જી વાટ:

ઉગે સૂરજ વળી આથમે એવી ન્હોતી મ્હારી મૂળ ભોમ;
જ્યોતિ અખંડ ઝગે જહીં જેનાં તેજ ઢળે વિંધી વ્યોમ:
કોઈ સન્ત બતાવો એ વાટ:
—ભૂલી

સંસારને ઉન્હે વાયરે થાય ઘરઘરના દીપ ગૂલ;
જીવન એવાં અહીંનાં વ્હેંતિયાં, મારે મુલક અમરોનાં કુળ:
કોઈ સન્ત બતાવો એ વાટ :
—ભૂલી

ઉષાને અધરે ખીલતો ને સન્ધ્યાને કાંઠે વિલાય;
એવા રે સ્નેહને સોણલે મારૂં જીવતર ઝોલાં ખાય :
કોઈ સન્ત બતાવો દિવ્ય વાટ :
—ભૂલી

પગલે પગલે પાવક પ્રજળે, આંખે ઠર્યો અન્ધકાર;
પામર દેહની પીઠ પડી, વહી ભવરણકેરો ભાર:
હવે સન્ત ! દોરો સુરવાટ :
—ભૂલી

# જીવનરણ

જીવન-રણ પંથ હો સન્ત! અનન્ત :
વધતાં વાધે વાટ,
જોગીડા ! રણનાં રૂપ વિરાટ !
પિપાસુ ટવળે વણ જળઘાટ:
ડગલે ડગલે વેળૂ—ડુંગર,
દૂરદૂર ઝંઝાવાત :
—જીવન

નહિ ઝાકળ નહિ મેઘ,
જોગીડા ! નહિ શીત ઝરણાં વ્હેણ !
ભભૂકે દવ—ભડકા દિનરે'ન :
જળજળ પ્રતિપળ ઝંખે ચાતક,
શ્રદ્ધાભર સ્થિર નેણ :
—જીવન

ઘૂઘવે રણશો ઘોર,
જોગીડા ! સાગર અષ્ટ પહોર :
ઝીલે અમીવર્ષણ ચન્દ્ર ચકોર :
એક ચહું ઈશ—કરુણાબિન્દુ,
રસસિન્ધુપ્રતિ દોર :
જીવનવન ફળવા ફૂલ—વસંત

# સફર

હો માછીડા! હોડી હળવેથી હંકારજે:

રહામે સોહાતા દૂરદૂર તીર,
એક જુગજુગના જોગીને કુટિર,
મારે ઉતરવું અણભીંજ્યે ચીર: —હો માછીડા!

ઘૂમે ચોગમ તોફાની સમીર,
ચડયાં ઝોલે અગ્ભોધિકેરાં નીર,
શઠ ડોલે ને ડોલે ખમીર: —હો માછીડા!

આભ છાયો ઘોરઘ્ખો ગંભીર,
વીજ ચમકે ને કંપે શરીર,
ભડકે હૈડુંયે ભોળું અધીર: —હો માછીડા!

દિવ્ય દેખાતા દૂરદૂર તીર,
ઝગે જ્યોતિઃ તે તોડે જંજીર,
જોયું જીવનનું છૂપું જવાહીર:
રે! છૂપું જવાહીર,

હો માછીડા! હોડી તે કાંઠડે ઉતારજે.

# કીસ્તી

પ્રભો ! તુજ આશરે ભરસિન્ધુમાં ઝૂકાવી છે કીસ્તી :
ઘને છાયું શિરે બાદલ, નીરે ઝોકાતી છે કીસ્તી :
—પ્રભો !

દશે દિગન્તને ઘેરે વિકળ વંટોળ તોફાને ;
ઉછળતાં મોજ આસ્માને, ખરાબે ખેલતી કીસ્તી :
—પ્રભો !

નથી ભાથું, ખલક ખાલી ! નથી નાવિક સંગાથે ;
યકીનથી એકલા હાથે ધપાવી તુજ દિશે કીસ્તી :
—પ્રભો !

ભયંકર પ્રાણીઓ ઘૂઘવે, હલેસું હાથમાં છેલ્લું ;
ન હરગીજ પાછી હડસેલું, ઝૂકાવી જે મિષે કીસ્તી :
—પ્રભો !

નિશા કાળી, જળે કાળાં, ન ભાળું ક્યાંહિ અજવાળાં ;
પલક ઝબકે ગગન વીંધી, ચલે તેજલ બીજે કીસ્તી :
—પ્રભો !

ખપ્યો પાગલ, નથી પરવા, જગતથી ઝંખના નોખી ;
મઝલ એ દૂરની તાકી, ઘૂમાવું હરનિશે કીસ્તી :
—પ્રભો !

ધ્રુવે સંધાયલી કીકી, દિયે તે પ્રેરણા પીતી ;
ન જાણું ક્યાં ધકેલાતાં દીધલ ત્હેં કાય ને કીસ્તી !
—પ્રભો !

પ્રભો ! તુજ કાંઠડે ભવસિન્ધુથી ઝૂકાવી છે કીસ્તી :
અનશ્વર તેજબિન્દુથી પ્રભો ! ડૂબાવી દે કીસ્તી.

## શારદાપૂજન

૧

વર્ષાનાં નભઅમૃત નીતર્યાં,
હરિયાળી સોહે રસભોમ;
કંચનવર્ણાં કિરણ ઉઘડયાં,
ને લાગે રઢિયાળું વ્યોમ;
ઉષા પૂરે આંગણ રંગોળ,
સૃષ્ટિ આજ કરે કલ્લોલ:

જનતા જાગે, વાગે ડંકો,
ગગડે દુંદુભિ દેવતણાં;
સુહૃદ-હુંફશો પરાગવન્તો,
વાયુ વાયે વધામણાં:
કોમળ તેજતણું અંઘોળ,
સૃષ્ટિ આજ કરે કલ્લોલ:

તરુવર—તરુવર મંજરી મ્હોરે,
પરોઢના મકટંતે પ્હોર;
ફૂલડેફૂલડે ફોરમ ફોરે,
ને નાચે થનગનથન મોર:
ખીલી લીલોતરી લોલવિલોલ,
સૃષ્ટિ આજ કરે કલ્લોલ:

પ્રકટયાં લક્ષ્મી કમળે કમળે,
વધાવવા દેવી સાક્ષાત;
અમરપુરીથી કુંકુમપગલે,
આજ પધારે શારદમાત:
તેથી હર્ષતણું હિંડોળ;
કેવળ સૃષ્ટિ કરે કલ્લોલ:

૨

મનુકુળને મંદિર ચમકારા—
કરતી જળહળતી દીપમાળ;
દેવકીકીશા નવલખ તારા,
નભ ચઢી નિરખે લીલા રસાળ:
આનંદોત્સવ રસતરબોળ;
સૃષ્ટિ આજ કરે કલ્લોલ:

શારદ-પૂજનને શુભ ટાણે,
સજે લોક પૂજાસાધન;
આચમની, ખાલી તરભાણે,
જ્યોતિષિ ઘરઘર લે આસન:
વદે બ્રહ્મવિદ્ આશિષબોલ,
સૃષ્ટિ આજ કરે કલ્લોલ:

દેવદેવીઓ સાક્ષી સ્થાપ્યાં,
નવે ચોપડે આરાભર્યાં;
ધૂપ દીપ નૈવેદ્ય પૂજાપો,
પંચામૃત ફળફૂલ ધર્યાં:
તન વસ્ત્રાભૂષણ અણમોલ;
સૃષ્ટિ આજ કરે કલ્લોલ:

મંત્રે કીધ આવાહન પૂજકે,
સૂણ્યા ન સૂણ્યા વીણાતાર;
મયૂર-વાહિનીને સૌ ઝંખે,
ઝગ્યા—રમ્યા નૂપુરઝંકાર:
ત્રાસ્યાં દેવી નિરખી ડોળ;
સૃષ્ટિ શીદ કરે કલ્લોલ?

૩

ફૂટ ભૂંડી આતશબાજી, ને—
ભભકભર્યાં ભક્તોય ભૂંડા;
વરી વેચે વિદ્યા પાજી, એ—
માજીને પડિયાં કુંડાં!
ત્યજી મહાજનની મ્હોલાત;
પળ્યાં પૂઠ દઈ શારદમાત:

વટમંડપશી હતી મઢૂલી,
સરોજ–સરવરશી નિર્લેપ;
સાહિત્ય–ફૂલડે ફાલીફૂલી,
વસે અજાણ્યા કવિવર એક:
કુદરતઅંકે કરે વિહાર;
ગૂંથે સરજન તારેતાર:

રસ ઓજસની રમઝટ જામે,
ક્ષણેક્ષણે નવકલા ખીલે;
અપનાવે તે પ્રકાશ પામે,
લોકડિયાં રુચતું ઝીલે:
એમ સાધતાં જનકલ્યાણ;
ઘટઘટ કવિ ઘૂંટે ગિર્વાણ:–

"या कुन्देन्दु तुषार हार धवला या शुभ्रवस्त्रावृता
"या वीणा वरदण्डमण्डितकरा या श्वेतपद्मासना ।
"या ब्रह्माच्युतशङ्कर प्रभृतिभिर्देवैः सदा वन्दिता
"सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा ॥"

આશ્વિનની અંધારી અમાસે
મનહર એક મઢૂલી માંહ્ય;
અવગાહન કવિ કરે પ્રકાશે,
સમીપ શારદમાત સુહાય!
દર્શનમાં કવિ તન્મય થાય;
ને મધુરો મલયાનિલ વાય:

ધૂપ દીપ નથી પૂજન પૂજાપો,
નથી નથી નૈવેદ્ય કશાં;
તોય ગણી પોતાનો થાપ્યો!
શારદ, કવિને વદન વસ્યાં:
મઢૂલીએ મંગળ વર્તાય;
અગમ્ય એ મહીને મહિમાય:

ભર્યો ભર્યો ભવદરિયો હ્હોળે,
મનુ ભરતી-ઓટે પછડાય;
નંદાતે નાવડિયે ખોળ્યે,
દેવીનાં કયમ દર્શન થાય?
જ્વલંત જીવન જ્યોત અડોલ;
કેવળ ત્યાં નિર્મળ કલ્લોલ.

# કલ્પનાપંખી

ઘનઘોર ઘટા નભ છાઈ રહી,
ચપળા—ચમકાર થયો ન થયો;
વીંધી વાદળ વીજ છૂપાઇ ગઈ,
દીઠી ના દીઠી ને ભણકાર રહ્યો!

લીલી આમ્રકુંજે વન કોયલનો,
મિઠડો ટહૂકાર સુણ્યો ન સુણ્યો!
ઉડી કોયલ ને પડી કુંજ સૂની:
શોધ્યું વ્યર્થ નમેરીને હૈયાસૂનો!

પુણ્યમંદિરના ઘેર ઘુમ્મટમાં,
પડઘો પ્રભુનામોં પડ્યો ન પડ્યો;
વેગે વાયુસહે પડછન્દ વહ્યો,
ફરી ધ્વનિ ન એ શ્રવણે ઉઘડ્યો!

એમ ઉઘડતે દિન ઉરકુંજે,
કવિતા જરી ઉઘડી ના ઉઘડી;
વ્યોમવિહંગશી ક્ષણ આવી—
ન આવી ને કલ્પના હૈયાને હોજ બૂડી!



## ટિપ્પણ

### [ કેટલીક કવિતાઓનું ]

**મંગળઘાટડી** [ પાનું ૧૦, છઠ્ઠી કડી ]

ઇતિહાસમાં ઉલ્લેખ છે, કે કાર્થેજ અને રોમ વચ્ચે ત્રીજીવાર વિગ્રહ મંડાયો ત્યારે, યુદ્ધસામગ્રી ખપી જતાં, કાર્થેજની વીરાંગનાઓએ, નાગની ફણાનો ખયાલ આપતા શિરકેશને કાપીકાપી, તેને કામઠાંની તાંતો તરીકે ઉપયોગમાં લીધા હતા—એ ભાવ આ કડીમાં વ્યક્ત થયો છે.

**પરશુરામ-પરાજય** [ પાનું ૧૪ ]

પ્રસંગ વાલ્મિકી રામાયણમાંથી લીધો છે. એવી પુરાણકથા છે, કે મદોન્મત્ત સહસ્રાર્જુન, પરશુરામને હાથે હણાયા પછી, સહસ્રાર્જુનનાં સંતાનોએ પરશુરામના પિતા જમદગ્નિનો જીવ લઇ, પોતાના પિતાનું વેર વાળેલું. તેથી પરશુરામ કોપ્યા; તેમણે સહસ્રાર્જુનના સર્વ પુત્રોનો વધ કર્યો-એટલું જ નહિ, પણ ક્રોધના આવેશમાં, તેમણે તમામ ક્ષત્રિવંશનું નિકંદન કહાડવાની ભીષણ પ્રતિજ્ઞા લીધી ને તેમને હાથે એકવીસવાર નક્ષત્રિ પૃથ્વી થઇ.

**अथ रात्र्यां व्यतीतायां विश्वामित्रो महामुनिः।**
**आपृष्ट्वा तौ च राजानौ जगामोत्तर पर्वतम्॥**

શિવધનુષ્યને શિવપદાર્પણ કરી, જાનકીજીને જીતી, જનકપુરથી રામચન્દ્ર આદિની વદાય વેળાનો, ૭૪મા સર્ગનો આ પહેલો શ્લોક

છે, અને તેરમા શ્લોકથી કાવ્યારંભ થયો છે. વિગતવાર વૃત્તાન્ત વાસ્તે બાળકાંડનાં ૭૪, ૭૫ અને ૭૬માં સર્ગ જુઓ.

**શબલા** [પાનું ૧૮]

યજ્ઞમાં ઉપયોગી સર્વ સાહિત્ય સર્જી આપનાર ગાય તે "હોમધેનું." વસિષ્ઠઋષિના આશ્રમે એવી એક ગાય હતી, તેનું નામ શબલા. રાજર્ષિ વિશ્વામિત્ર, સેનાનીઓ સાથે એકવાર ઋષિ-આશ્રમે જઇ ચડે છે. ઋષિ તેમનું ભોજનપાન સહિત સ્વાગત કરે છે. સંખ્યાબંધ સેનાનીઓ સાથે, વિશ્વામિત્રને સ્વલ્પક્ષણોમાં મન-ગમતાં મિષ્ટાન્નથી પરિતોષનાર ઋષિની ગાયપર વિશ્વામિત્રની નજર ઠરે છે, તે લલચાય છે અને મ્હોંમાગ્યો બદલો દઇ, સટે શબલાને રાજમન્દિરમાં લઇ જવાની વૃત્તિ પોતે વસિષ્ટજી સમક્ષ વ્યક્ત કરે છે. સાત્વિકવૃત્તિઓના અવતાર ઋષિજી, રાજધર્મથી વંચિત થતા વિશ્વામિત્ર પ્રત્યે કેવળ દયાનો જ દૃષ્ટિપાત કરે છે. વિશ્વામિત્ર માનતો નથી—હઠે ભરાય છે; શામ, દામ, દંડ ને ભેદભરી યુક્તિઓમાંય રાજર્ષિ નથી ફાવતા. પરિણામે રાજહઠ વિરૂદ્ધ યોગ-હઠનાં યુદ્ધ મંડાય છે. શબલાનું બળાત્કારે હરણ કરવા જતાં વિશ્વામિત્રનાં શક્તિ-સામર્થ્ય હણાય છે અને આખરે રાજર્ષિ બ્રહ્મર્ષિને નમે છે. પાર્થિવબળનો પરાજય અને આત્મબળનો યશસ્વી મહિમા, એ આ કાવ્યનું પ્રેરકવસ્તુ છે. પ્રસ્તુત કથાસારના રસિક વૃત્તાન્ત વાસ્તે વાલ્મિકી રામાયણના બાળકાંડનાં બાવનથી છપ્પન સુધીનાં સર્ગ જુઓ.

**મંગળાર્તિ** [પાનું ૨૮, છેલ્લી બે કડી]

અમદાવાદમાં રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન થએલું, તેનું દૂબહૂ વર્ણન, ડૉ૦ હરિપ્રસાદ દેસાઇએ 'વન્દેમાતરમ્' પત્રમાં

( તા. ૧૧ : ૧ : ૧૯૨ ) છપાવ્યું છે. મહાસભાના મંડપ વિષે પોતે લખે છે: " આ કોઇ ગુલામ પ્રજાનો, ભાગીતૂટી મઢુલી પાસે મળેલો મેળો ન્હોતો, પરંતુ ચક્રવર્તી હર્ષવર્ધન રાજાના વખતમાં, પવિત્ર ત્રિવેણી સંગમપર, પ્રયાગરાજમાં, જે કુંભમેળો થતો હતો તેનું પુનઃ દર્શન કરાવવાનો પ્રયત્ન હતો.

"ઋષિ કહે સાંભળ નરપતી, સુદામે દીઠી દ્વારામતી;
કનક–કોટ ચળકારા કરે, મણીમય રત્ન જડયાં કાંગરે."

એવું દ્વારામતી જેવું સુન્દર દર્શન પૂલ ઉપરથી મંડપનું થતું હતું × × × મંડપની વચ્ચોવચ ભારતમાતાની મ્હોટી છબી હતી.× × × ભારતમાતા ગંભીર, પવિત્ર, સૌભાગ્યવાળી અને અત્યંત સાદી હતી. ચાર હાથમાં અન્ન, વસ્ત્ર, જ્ઞાન અને ભક્તિસૂચક, ઝવેરાત, લૂગડું, વેદનાં પાનાં અને માળા હતાં. લૂગડાંનો મૂળ રંગ ભગવો છે એટલે એ અન્ન આપનારી, વસ્ત્ર આપનારી, જ્ઞાન અને ભક્તિ સમજાવનારી, સાદી અને સંન્યાસિની છે. × × ×"

હાથી અને સિંહ સાથે કે હિંદના નકસાની આકૃતિયુક્ત ત્રિશૂળ સાથે હિંદદેવીની જે તસ્બીરો દીઠેલી, તેનાથી અનોખી ભાત પાડતી પ્રસ્તુત છબીનાં, મહાસભાના મંડપમાં દર્શન થતાં જ નયન અને મન, કેટલીય ક્ષણોપર્યંત ત્યાંથી ચળિત થએલાં નહિ. કળાકુશળ ચિત્રકાર સ્વ. મગનલાલ લીલાધરના એ અપૂર્વ ભાવવાહી ચિત્રપટનું આલેખન, મહાસભામાં જ રચાયલા પ્રસ્તુત કાવ્યની ઉપર્યુક્ત કડીઓમાં થએલું છે.

**પાઠ ઇસ્લામ ( પાનું ૩૭ )**

આ કાવ્યમાં સ્પેનનાં રાજારાણીના કથાનકનું વસ્તુ છે. રાજા ફર્ડિનાન્ડ અને રાણી આઇઝાબેલા : એ રાજદંપતી વંખુમાં એહું હતું. પાસે કેટલાક સ્પેનિશ અમીરો હતા. મુસલમાનોપર તાજો જ વિજય

મેળવેલો, તેની છાપ સૌના મુખારવિંદપર તરતી. રાજાએ પડો વજડાવ્યો, કે ઇસ્લામકુળ, ખ્રિસ્તિધર્મ સ્વીકારે તો તેઓ નિર્ભય થાય, ઉચ્ચ પદ્દીદાન પણ પામે. સાંભળીને ઘણા ઇસ્લામોએ ધર્મ વેચીને વૈભવ વ્હોર્યો; પણ ઇસ્લામજાતનું નામ અમર રાખનાર એક બિરાદર સરદાર બહાર આવ્યો, તેણે રાજદંપતીને સૂસવતાં તીર જેવા શબ્દો સૂણાવ્યા: "સાથીઓના દગાથી, અનિચ્છાએ હું પરાધીન થયો છું" કહીને પોતાના કિલ્લા રાજાને અધીન કીધા. રાજાએ સુવર્ણમહોરોની બક્ષીસ કરવા માંડી. તેનો નિરાદર થયો. રાજા પદવી-દાન આપવા ઉત્સુક થયો. અલિ બિરાદર લલચાયો ના. "કાંઇક તો લ્યો!" રાજાએ કહ્યું. "મારા ઇસ્લામ ભાઇઓને પોતાનો ધર્મ પાળવા દ્યો ને મને મારે મૂળ વતન ગ્રેનેડા જવા દ્યો; એટલું આપો. મારે બીજું કશું ન ખપે."

એ પાક ઇસ્લામનાં વીરોચિત વચનો, પ્રસ્તુત કાવ્યના આત્મારૂપ છે.

"રણનો મારગ" ( પાનું ૪૪ )

લોક–પ્રચલિત ભજનપરથી શબ્દ–ભાવના પરિવર્તન સાથે આ ગીત રચાયું છે.

સ્વાર્પણનું પાઠ: ( પાનું ૪૭ )

Terence macswiney કૃત "Teach us how to die" નામના એક રાષ્ટ્રભક્તિભર કાવ્યનું છાયાચિત્ર છે.

અનનુભૂત કોઇ નિરવધિ વેદનાના ભારતળે ચંપાયલું હૃદય જ્યારે ધીમા ધડકારે ધડકતું હતું, ત્યારે એ ઇંગ્લિશ કાવ્યનું ગુજ-રાતીમાં રૂપાન્તર કરતો હતો. શાંતિ અને સંયમનાં દરેક દ્વાર વસાયલાં લાગતાં હતાં; ત્યારે મારે મન, એ કાવ્ય જ સંયમ–શાંતિનું સત્પાત્ર

હતું. વેદના વેઠતાં વેઠતાં પણ જ્યારે કાવ્યનું રૂપાન્તર કરતો હતો ત્યારે એ વેદનાવાળી દશામાંય કેવો અકલ્પ્ય આનંદ અનુભવાતો હતો તે સમજવા છતાં લખી શકતો નથી. રૂપાન્તર કરી રહ્યા પછી મૂળ સાથે સરખાવી જોતાં મને જણાયું, કે આ ભાષાંતર નથી થયું; શુદ્ધ અનુવાદ પણ નથી ઉતર્યો. રૂપાંતર કરતાં કરતાં, વચ્ચે વચ્ચે, સ્વયંવેદનાના શબ્દો અંદર ઉતરેલા જણાયા. મને લાગ્યું કે આ રચનાને ટેરેન્સ મેકસ્વિનિના કાવ્યનું ભાષાંતર કહેવા કરતાં તેનું છાયાચિત્ર કહેવું બહેતર છે. અવલોકનકાર જોઇ શકશે, કે આ છાયા- ચિત્રમાં સ્વ. ગોવર્ધનરામે કહ્યું છે, તેમ "શબ્દાર્થની શુદ્ધતા કરતાં છાયાની શુદ્ધતા" પ્રત્યે વધારે લક્ષ્ય દર્યું છે. બાકી મેકસમૂલરે પણ ખરૂંજ કહ્યું છે, કે

"Easy as it might be to render word by word,
It is difficult some time imposible to render
Thought by Thought"

એટલું લક્ષ્યમાં રાખીને જ મૂળ સાથે પ્રસ્તુત છાયાચિત્ર તુલ- નાત્મક દૃષ્ટિએ નિહાળાય તો વધારે સારૂં. મૂળ કાવ્ય આ પ્રમાણે છે:

## TEACH US HOW TO DIE

Every wrong that in them smarts
God, we enter our last fight ;
Thou dost see our cause is right;
Make us march now in Thy sight
On to victory.

Let us not Thy wrath deserve
In the sacred cause we serve,
Let us not from danger swerve;
    Teach us how to die.
Death for some is in reserve
    Before our flag can fly.

All the agony of years,
All the horrors, all the tears,
Martyrs' blood, survivers' tears,
    Now we offer Thee
As an endless holocaust
For the freedom we have lost,
God restore it, tho' the cost
    Greater still must be;
Let Thy grace attend our host,
    Give us victory.

See, we open our hearts,
Every wrong that in them smarts
Every secret pain that starts,
    We, too, offer Thee;
Every dearest hope's decease
Every fear that rocks our peace,
Every cross with pain's increase,
    Burthened tho' we be;

Sacrifice that shall not cease
    'Till our land be free.

Thou holdest freedom in thy hand;
Thou canst liberate our land;
Hear us; yield our one demand—
    Ireland's liberty.
We ask not her chains to rive
And the sacred deep survive,
That we may rejoice alive
    In her victory ;
We but ask that she shall thrive,
    And rest our fate with Thee.

We know not what must befall
Marching at our country's call;
Make us strong who must yield all
    That she may not die.
Those who will survive the fight,
Still attend them with Thy Light,
Thou our hope in darkest night,
    Then our guardian be,
And hold our dear land in Thy sight
    Erect, firm and free.

**પિંજર પંખીડાં** [ પાનું ૫૩ ]

બ્રિટિશ હિન્દ સાથે આપણાં કેટલાંક-અલ્કે ઘણાં દેશીરાજ્યોને કસોટીપર ચડાવો; ઉભય પ્રજાની પરાધીન પરિસ્થિતિનો મુકાબલો કરો ; કાવ્યનું વસ્તુ સાવ સરળ બનશે.

**ડગમગતું નાવ** [ પાનું ૫૪ ]

Home-rule League, સ્વરાજ્ય સંઘ, સત્યાગ્રહ, અસહકાર વગેરેનાં વાવાઝોડાં પછી, ખરાબે ચડતી ભારતનૌકાની સામ્પ્રત સ્થિતિનું આલેખન આ કાવ્યમાં થયું છે.

**સંતાનસૂનો ઇ૦** [ પાનું ૫૭ થી ૬૫ ]

ચાર બાળગીતો છે. એની રચના એવી ક્લિષ્ટ નથી કે તેનું વસ્તુ એવું ગર્ભિત નથી કે એ વિષે ટિપ્પણ આપવું પડે ; છતાં બાળગીતોના પ્રકારને જાણ્યે-અજાણ્યે વિસ્મૃત થઇ, મારાં ગીતો વિષે કોઇ કોઇ સ્થળેથી વિપથગામી ટીકા થઇ છે; એટલે આવશ્યક સ્પષ્ટીકરણ અહીં કરવું પડે છે.

બાળગીતોના બે પ્રકાર છે. એવાં હોય, જેને બાળકો ગાય, શીખે, સમજે ને તેમાંથી શિક્ષણ મેળવે. આવાં ગીતોને આપણે બાળકોના ખરનાં કહીશું. બીજો પ્રકાર નરાતર નિરાળો છે. બાળભાવો, બાળલાગણી, બાળમહિમા કે બાળકોનાં અદ્ભુત બ્રહ્મસ્વરૂપવાળું વસ્તુ ગૂંથાયું હોય તે ગીતો બાળકોને લગતાં. તેના આદર્શ ઉચ્ચ હોય કે ઉન્નત ભાવોને વ્યક્ત કરનારી તેની શૈલી અઘરી હોય, તેથી લખનાર અપરાધી ઠરતો નથી. રવીન્દ્રબાબુનું Gardener પુસ્તક, બાળકોના બીજા પ્રકારનું જ છે ને ? ટૂંકામાં, These Poems are not *for* the Children but pertaining *to* the Children અથવા in accord with the Children.

**મહિલા ત્રિપુટીના મનોભાવ** [ પાનું ૬૭, બીજી કડી ]

આંબો ફળદ્રૂપ છે અને પેલા શ્લોક પ્રમાણે :

**पत्रं नैव यदा करीर विटपे दोषो वसन्तस्य किम्**

કેરડાને ફળફૂલ થતાં જ નથી તથા પીપળાને ગીતાજીમાં શ્રીકૃષ્ણે પોતાનું પ્રિય અંગ ગણ્યું છે–એટલો તે પવિત્ર છતાં ફળપ્રદ તો નથી જ. એ પરથી કલ્પના એવી કરી છે, કે પુષ્પાવતી–તે પુષ્પવાળી, સંતાનવંતી સુન્દરીઃ (આમ્રતરૂ) ઇચ્છાગૌરી, તે વત્સવિહોણી–વત્સ ઇચ્છતી, યુવતી (કેરડો) અને ગંગાગૌરી, તે "ગં. સ્વ."=વિધવા ( પીપળો ) ત્રિપુટીના મનોભાવ શા છે, તે સ્પષ્ટ કરીને રસજ્ઞવાચકની બુદ્ધિને અન્યાય આપનારો નહિ ઠરૂં.

**તને ચાહું** [ પાનું ૭૧ ]

શ્રીમતી સરોજિની નાયડુના એક ભાવવાહી સ્નેહગીતનો અનુનાદ છે.

**સ્વપ્નસુંદરીને** [ પાનું ૭૬ ]

સંસાર આખોય સ્વપ્નવત્ છે, પણ આ કાવ્યમાં એવી ઉત્પ્રેક્ષા નથી થઇ. આકાશખુલ્લી અગાસીમાં સર્વાંગને શીતળ લહરીઓ સ્પર્શતી હતી અને દિવસોના વિચારભારથી ભારેખમ થએલું મગજ કાંઇક હળવું થતું હતું, તે વખતે નિદ્રાએ ઘેરાતા લોચનમાં અગમ્ય રીતે સ્થાન લીધું. જીવનસખી હયાત છે અને જન્મોત્રી સાચી હોય તો આ લખનાર નહિ હોય ત્યારેય પણ તે હયાત હશે, છતાં તે મધુર રજનીકાળે કોઇ અકલ્પ્ય સ્વપ્નાવસ્થા અનુભવી અને તે સાથેજ–

જાગીને જોઉં તો જગત દિસે નહિ,
ઉંઘમાં અટપટા ભોગ ભાસે.

તેમ જાગ્યા પછી સ્વપ્નકાળનાં જે ઝાંખાં સ્મરણો રહેલાં તે

બધાં તો "અંગત" ગણાય એટલે અહીં નથી ઉતારતો, પણ એક જ વાક્યમાં લખું તો સ્વપ્નમાં સંસાર મંડાયો અને રંડાયો પણ ખરો ! જે કાવ્ય-આલેખકે આવી વિચિત્રદશામાં કવિતાની કેટલીક પંક્તિઓ રચી હશે તેને 'સ્વપ્નસુંદરીને' કાવ્ય (જાગૃતાવસ્થામાં મઠારેલું આ કાવ્ય) જરાય જુદું નહિ જણાય; ન માને તેમને મનાવવાનો નિષ્ફળ પ્રયત્ન કરવા હું લલચાતોય નથી.

**માયામૃગ** ( પાનું ૮૪ )

અરણ્ય સેવતું આદર્શ દંપતી, સીતા-રામ, પંપાસરોવરપર વિહાર કરે છે, તે પ્રસંગે રાવણનો મામો મરિચિ માયામૃગનું સ્વરૂપ લઇ દૃશ્ય થાય છે. તે પ્રસંગને 'સ્વદેશી' ભાવમાં ઘટાવી પ્રસ્તુત ગરબો રચાયો છે.

**શોકવાડી** ( એ જ ગરબો, પાનું ૮૭ )

છેલ્લેથી ત્રીજી કડી:-રાવણની 'અશોક વાડીનો 'અ' અધ્યાહાર છે. બીજી રીતે, સીતાજીને મન તો એ શોકવાડી જ હતી ને !

**ઝાંખી** ( પાનું ૯૭ )

કલ્પના આવી છે :—

"અધમોદ્ધારક," "પતિતપાવન," "દીનાનાથ," પ્રભુની, લોકમંદિરોમાં એ આશયથી પ્રતિષ્ઠા થએલી, કે જેનાં દર્શન ને અવતાર મહિમાથી અધમ, પતિત, દીન પાવન થાય; પણ અંત્યજાદિ અચ્છૂત કે દલિતવર્ગ વાસ્તે તો મંદિરનાં કમાડ, લોક વસીયલાં જ રાખી રહ્યા ! વળી તીર્થક્ષેત્રો પાપાચરણનાં સંકેતસ્થાન બન્યાં, તેથી મંદિરોમાં ભ્રષ્ટમૂર્તિ તો રહી, પણ મૂળ સ્વરૂપનાં તેજોજ્જવળ કિરણો અન્ય પવિત્ર તત્વોમાં જઇ વેરાયાં.

ભવાટવિ ( પાનું ૧૦૦ )

શ્રીયુત નરસિંહરાવનો "ગુજરાતી સાહિત્યમાં સંગીત કાવ્ય" નામનો ચાલુ લેખ 'કૌમુદી' ( આષાઢ, ૧૯૮૨ ) ના અંકમાં છપાયો હતો. તેમાં આ પ્રાર્થન વિષે નીચે પ્રમાણે પ્રારંભ થયો છે:—

"નવીનતર યુગમાં અનેક સંગીતકાવ્યોની રેલ રેલાય છે. આપણે માત્ર ગણુતર નમૂના, અને તે પણ શિષ્ટ ( Classical ) ગણાય હેવા નમૂના જ દષ્ટિગોચર કર્યા. એ અનેકમાંથી એક નમૂનો મ્હારી આંખ્યને આકર્ષે છે, નજર ત્યાંથી ખસતી નથી. તેથી એ કાવ્યથી આ લેખ સમાપ્ત કરીશું; એ કાવ્યના રચનાર રા. કેશવ હ. શેઠ છે. 'બુદ્ધિપ્રકાશ' ના માર્ચ ૧૯૨૪ ના અંકમાં એ કાવ્ય છે. એ આપણે જોઇએ."

પછી શ્રી. નરસિંહરાવ 'ભવાટવિ'નું આખુંય પ્રાર્થન ઉતારે છે અને તેપર આ પ્રમાણે ટીકા કરે છે:—

'કાર્ડિનલ ન્યુમેનના "Lead Kindly Light" એ અનુપમ ભજનનો આ 'અનુવાદ' નથી; અનુનાદ પણ નથી. "પ્રેમલ જ્યોતિ ત્હારો દાખવી મ્હારો જીવનપંથ ઉજાળ" એ પ્રાર્થનાના ધ્વનિ ઉરમાં સંઘરીને, નવીન જ કવિત્વવિભૂતિ આ પ્રાર્થનાકાવ્યમાં પ્રગટ થઈ છે." વગેરે.

નિરીક્ષકોનું ધ્યાન ખેંચાય એટલા માટે, ટીકાની શરૂઆતનાં બીબાં ઝીણાં મેં મૂકાવ્યાં છે. શ્રી० નરસિંહરાવ કહે છે, કે પ્રસ્તુત પ્રાર્થનમાં 'કવિત્વવિભૂતિ' તો 'નવીન' જ છે ; પણ તેના ધ્વનિ નવીન નથી—'પ્રેમલજ્યોતિ' ના છે !

પરભાષાનાં—બહુધા ઇંગ્લિશ-કાવ્યોના "ધ્વનિ ઉરમાં સંઘરીને" શ્રી० નરસિંહરાવે નર્યાં ક્લિષ્ટ કાવ્યો લખ્યાં છે અને તેમની 'સ્મરણ સંહીતા'ય એ લક્ષણથી નિર્લેપ રહી શકી નથી. પડેલી આવી આદતથી ટેવાયલી બુદ્ધિ બીજાઓ માટેય ઉંધી અટકળ કરી બેસે, તો આપણે તેની ઉપેક્ષા જ કરીએ. બાકી આ પ્રાર્થન પછવાડેનો કરુણ ઇતિહાસ તો આવો છે:—

જુવા પેઠે જ્વર વળગેલો. ત્રણ સાડાત્રણ ને વખતે એકસો ચાર ડિગ્રિ સુધી શરીર ધિકતું. સાદા 'મેલેરિયા'માંથી 'ટાઇફૉઇડ'

લાગવાની ઘડીઓ ગણાતી. એમ લાગટ પાંચમાસ પથારીવશ રહેલો; જે વખતે 'પ્રેમળજ્યોતિ' તો શું, પણ પવનની પાંખ ફફડતાં ગૂલ થતા ઘરના સ્થૂળ દીપકની જ્યોતિનું ય ભાન ન હતું. એવી કરુણદશામાં ઉંઘ જ ન આવે. પથારીમાં પાસાં તપે. પ્રેમળજ્યોતિનો નહિ, પણ 'ઓફિસકલોક'માં, કૃષ્ણપક્ષની મેઘલી રાતના બે ટકોરાનો 'ધ્વનિ' કર્ણપટે અથડાયો. હૃદય થડક્યું; "હજુય ઉંઘ નહિ આવે! ઠીક, ભાઇ!" એમ ગણગણીને ઘડીક સંયમી થયો. સર્વત્ર સ્મસાનશાંતિ. એ વેળાએ, સિનેમાનાં ચલિત ચિત્રો પેઠે, દૃષ્ટિ સમક્ષ વીત્યાજીવનનાં સ્મરણચિત્રો તરવરવા લાગ્યાં, સાથે શેષજીવન અને અવતારઋણની મધ્યમાં, અદા થએલાં સ્વલ્પ ધર્મકર્ત્તવ્યનો આત્મસંતોષ: એમ ત્રણભાવોએ અગમ્ય પ્રદેશમાં મને આણી મૂક્યો. દુઃખ ભૂલ્યો, અને 'ભવાટવિ' રચતાં હું મને ભૂલ્યો. " વાહ, મટી ગયું, તે લખવા બેઠા? " આશ્ચર્યચકિત થતો, મીઠો છતાં દાવકા ઠપકાભર્યો એક જ દૃષ્ટિપાત; એક જ ટૂંકો પ્રશ્ન અને મને મૂળ સ્થિતિનું ભાન થયું—ત્યારે તો આખું ય પ્રાર્થન રચાઇ ચૂક્યું હતું.

સ્વચ્છ સ્ફટિક જેવો, સાચો આ અંગત ઇતિહાસ, નરસિંહરાવ માને કે ન માને; એમના મંતવ્ય સાથે મારે નિસ્બત પણ ન હોય. અન્ય નિરીક્ષકો અવળે રસ્તે ન દોરાય માટે જ આટલું સત્ય સ્પષ્ટીકરણ કર્યું છે અને એક આ પણ બીલકુલ નિર્વિવાદ સત્ય છે, કે શ્રી૰ નરસિંહરાવ જેવા સેંકડો કવિસાક્ષરોના ભેજામાં ન હોય, એવું કોઇ વિશિષ્ટ, સુન્દરતર અદ્ભૂત તત્ત્વ ક્ષર–જીવનમાંય પ્રકાશતું હોય છે; કેમકે સર્જનશકિત પક્ષપાતી નથી, કે અમુકને જ પ્રતિભાનો પરવાનો મળે. વળી કોઇ મહાતત્ત્વજ્ઞની દૃષ્ટિએ તો જગત્‌માં નવીન છે પણ શું, કે 'કવિહૃદયો' 'હું' અને 'મારૂં'ના મિથ્યા મોહને મિટાવી શકતા નહિ હોય?

આ

# પહેલાંનાં બે કાવ્ય-પુસ્તકો

# રાસ અને સ્વદેશગીતાવલિ

# તે વિષે

## પ્રતિષ્ઠિત પત્રકારોના અભિપ્રાયોનાં કેટલાંક અવતરણ

## રાસ

૧

"ગુજરાતણો સુંદર રીતે ગાઇ શકે એવા કેટલાક રસિક રાસનો આમાં સમાવેશ થયો છે; તેથી આ પુસ્તક ગુજરાતી કાવ્યસાહિત્યમાં અગત્યનો ઉમેરો કરનારૂં નિવડે છે." (બૉમ્બે ક્રૉનિકલ)

૨

"ગુજરાતના આધુનિક શિષ્ટ પદ્ય લેખકોમાં રા. કેશવ હ. શેઠ પણ એક છે. તેમનાં લલિત કાવ્યોથી ગુજરાત અજાણ્યું નથી. રા. શેઠની શૈલી ઘણી જ મનોહર અને આકર્ષક હોય છે અને એમનાં કાવ્યો સાધારણ રીતે ગરગથુ અને લોકપ્રિય નીવડયાં છે. આ એમનો નવીન સંગ્રહ પણ એટલો જ સફળ નીવડશે એવી અમને આશા છે." (હિંદુસ્થાન)

૩

'ગુજરાતના ગણ્યાગાંઠયા પ્રસિદ્ધ રાસ-લેખકોની હરોળમાં શ્રીયુત કેશવલાલ હ. શેઠનું નામ આજ લાંબા સમયથી મૂકાયું છે. આ પુસ્તકમાં તેમણે લખેલાં લગભગ ચાળીસ રાસનો સંગ્રહ છે. મીઠી અને મૃદુ ભાષામાં લખાયલા આ રાસ ગુજરાતની ગુણસુંદરીઓના કંઠનાં સુંદર આભૂષણો થવાને સર્વાંશે લાયક છે, એમ કહીએ તો અતિશયોક્તિ

નથી. સ્વદેશભક્તિથી અને સ્વદેશભાવનાથી ઉભરાતા આ સંગ્રહમાંના કેટલાક રાસ તો હાલના સમયે સર્વની દષ્ટિમાં આદરણીય ગણાય એવા છે. ગુજરાતના સૂકાયલા નારીજીવનને રસવારિથી સિંચવા આવા રાસસંગ્રહોની ખાસ જરૂર છે. વિવેચકદષ્ટિએ કવિશ્રી ન્હાનાલાલે લખેલો ઉપોદ્ઘાત આ પુસ્તકની ઉપયોગિતામાં ખાસ વધારો કરે છે. પુસ્તકનું વસ્તુ તેમજ સુંદર છપાઇ જોતાં બાર આનાનું મૂલ્ય વધારે નહિ કહેવાય." ( ગુણસુન્દરી )

" રા. શેઠ 'વસ્તુનિર્દેશ'માં લખે છે, કે ગરબા ગવાતા સાંભળીને તેના ઉપરથી એમણે આ ગીતો લખ્યાં છે. અમે ઉમેરીએ છીએ કે તેમાં તેઓ સફળ થયા છે, બધાં ગીતો–ગરબીઓના રાગ અને ભાવને અનુકૂળ છે અને તેમનાં ગીતોથી સ્ત્રીઓના ગાવાના સાહિત્યમાં વૈવિધ્ય વધશે એમાં શક નહિ " ( યુગધર્મ )

" ભાઇ કેશવલાલનું નામ 'સાહિત્ય'ના વાંચનારાને અજાણ્યું નથી, ગદ્ય અને પદ્યના લેખક તરીકે તેમની કીર્ત્તિ જામેલી છે, પરંતુ આ નાનો રાસસંગ્રહ તેમને આજથી કવિ તરીકે ગણાવશે. આ સંગ્રહમાં જે રાસ આપેલા છે તે સઘળા ગેય છે એટલું જ નહીં, પણ બહુ સ્પષ્ટ રીતે ગાઇ શકાય તેવા છે. તમામ રાસો સાચા હીરાની કણિકાઓ છે. અને કોઇ પણ રસરાજવીના મુકૂટને શોભાવે. એમનાં નૂર સ્વયંપ્રકાશ છે." ( સાહિત્ય )

' સ્વદેશપ્રેમનાં અને બીજાં ન્હાનાં સુન્દર ગીતોના લેખક તરીકે ભાઇ કેશવલાલનું નામ ગુજરાતને પરિચિત જ છે. આ પુસ્તક –રાસ–માં પણ એવાં જ ગીતો મધુર અને સુન્દર લાગે એવાં છે.

જુદા જુદા વિષયને લગતાં આ ગીતો સાર્વજનિક વાચન માટે છે, અને એ વાંચવાં ગમે એમ છે. ન્હાનાંમોટાં મળીને લગભગ ૪૦ ગીતોનો આ સંગ્રહ છે. રા. ન્હાનાલાલ કવિએ એમની લાક્ષણિક રીતે સારો ઉપોદ્ઘાત લખીને પુસ્તકની ઉપયોગિતા વધારી આપી છે.

(સમાલોચક)



"ગુજરાતની સુંદરીઓને ટોળે મળી ગરબા ઝીલતી ને ઝીલાવતી સાંભળી હોય તે નિઃશંક કહી શકે કે રાસ તો ગુજરાતના જ. વીણાના ઝીણા સૂર હૃદયને હલમલાવી મૂકે છે તેમ ગુજરાતણના ઉલ્લાસભર્યા ઉરમાંથી નીકળતા ગરબાનો અવાજ કોઇ દિવ્યપ્રદેશમાં આત્માને લઇ જાય છે. એ ગરબાઓમાં મુખ્યત્વે દયારામનાં તેમ જ મીરાંનાં શૃંગાર ભક્તિનાં પદો આજ સુધી ગવાય છે. હમણાં હમણાં રા. નાનાલાલનાં તેમ જ રા. ખબરદારનાં કોઇ કોઇ ગીતો પણ શ્રવણે પડે છે. એ જૂના તેમ જ નવા રાસની સચોટ છાપવાળા રાસો રા. શેઠના આ પુસ્તકમાં નજરે પડે છે. રા. શેઠ સુંદર, ભાવભર્યાં કાવ્યોના લખનાર તરીકે ગુજરાતને જાણીતા છે ને એમના રાસોનો આ સંગ્રહ ગુજરાતને અને ખાસ કરીને ગુજરાતની સુંદરીઓને આલ્હાદકારદાયક થઇ પડશે એમ અમારું માનવું છે. સંગ્રહમાંનાં ઘણાં ગીતો ઘણાં સારાં છે એમ કહ્યા વગર રહેવાતું નથી." (ચેતન)



"દરેક રાસ સાદા અને સહેલા રાગથી શરૂ થતો હોવાથી 'સુંદરીસંઘના આનંદનો વિષય થઇ પડે એ દેખીતું છે. ગુજરાતના કાવ્યસાહિત્યમાં 'રાસ'ની દરિદ્રતા છે, તેવા સંજોગોમાં, સ્ત્રીઓએ નવરાત્રિમાં ગાવા માટે આ રાસ કંઠાગ્ર કરવા જેવા છે."

(સમાજજીવન)

## સ્વદેશગીતાવલિ

૨

" રા. કેશવલાલ શેઠ ગુજરાતી સાહિત્યના વાચકોથી અજાણ્યા નથી. સ્વતંત્ર—સ્વદેશપ્રેમનાં કાવ્યોથી ગુજરાતનાં માસિકપત્રોમાં એ એક સારા લેખક તરીકેનું સ્થાન ભોગવે છે. આ " સ્વદેશ-ગીતાવલિ " એમનાં સુંદર ન્હાનાં કાવ્યોનો સંગ્રહ છે; તે સાહિત્યમાં ઉંચું સ્થાન ભોગવશે. સરળ અને મીઠી ભાષામાં સુન્દર ભાવો એમણે ઉતાર્યા છે. ગુજરાતીઓને અમ્હે આ કાવ્યસંગ્રહ વાંચવા ભલામણ કરીએ છીએ. નિશાળો અને કોલેજોમાં શિક્ષણ લેતા વિદ્યાર્થીઓના અને સ્ત્રીઓના હાથમાં આ પુસ્તક મૂકાતાં એમનાં જીવનને સ્વદેશપ્રેમ શીખવશે. ગુજરાતી શાળાઓમાં આ પુસ્તક પાઠ્યક્રમમાં શા માટે દાખલ ન થઇ શકે ? " ( સમાલોચક )

❈

" સ્વદેશ ગીતામૃત " ચાખ્યા પછી આ 'સ્વદેશગીતાવલિ' આપણી સમક્ષ ખડી થાય છે. એકંદરે કાવ્યોમાંના ભાવો સારા અને સમજુ છે. પુસ્તક આવકારપાત્ર છે અને સૌ કોઇને તે વાંચવાની અમારી ભલામણ છે. " ( નવજીવન અને સત્ય )

❈

" સ્વદેશગીતાવલિમાં પ્રતિભાના ચમકારા સારા પ્રમાણમાં દષ્ટિગોચર થાય છે. તેમાં ઉંચા ભાવો, રચનામાધુર્ય અને ધ્વનિ-વ્યંજકતા જોવામાં આવે છે. સ્વદેશભક્તિની પ્રેરણા કરે તેવાં આ ગીતો છે. " ( પ્રજાબંધુ )

❈

" રા. શેઠનાં કાવ્યોમાં આર્યસંસ્કૃતિ, વીરતા અને કંઇક અમરતાની છાપ વિશેષ આકર્ષે છે. એમની ઉચ્ચ અને સ્વાતંત્ર્ય-પ્રિય ભાવના છૂપી રહેતી નથી. "દેશનેતાઓની ભાવનાઓ સાથે તેઓની જયંતીઓ અને સંવત્સરીઓ" તેમ જ "સ્વરાજ્ય સૂત્રાવળી" વગેરે વિષયોના સમાવેશમાં લેખકની બારિક કાળજી અને મહેનત દીસી આવે છે. કાવ્યો ભાવવાહી હોઇ મનનીય છે."

(સમાજજીવન)

" રા. શેઠની આ 'સ્વદેશગીતાવલિ'માંનાં ગીતો સ્વદેશના હિત-ચિંતકો અને માતૃભૂમિના ભક્તોએ ગાવા જેવાં છે અને સરળ રીતે ગાઇ શકાય તેવી રીતે તે રચાયલાં છે. ગુજરાતી સાહિત્યમાં આવા સાહિત્યની અનિવાર્ય અગત્ય છે. આ દિશામાં પ્રશંસનીય આરંભ કરવા માટે રા. શેઠને અભિનંદન ઘટે છે." (હિંદુસ્થાન)

" રા. કેશવલાલ શેઠનાં કાવ્યો વખતોવખત જાણીતાં માસિકોમાં પ્રસિદ્ધ થાય છે અને તે સારો આદર અને ખ્યાતિ પામ્યાં છે. તેમનો આ સંગ્રહ બહુ ઉપયોગી છે, અને જૂજ સમયમાં તેનો સારો ઉપાડ થઇ જાય તો તેમાં નવાઇ પામવા જેવું કાંઇ નથી."

(બુદ્ધિપ્રકાશ)

# કેશવ શેઠકૃત પુસ્તકો



| | | |
|---|---|---|
| સ્વદેશગીતાવલિ | ( ગીત કાવ્યો ) | ચૌદ આના |
| રાસ | ( „ „ ) | બાર આના |
| પ્રાર્થનાનાં પદ | ( „ „ ) | આઠ આના |
| * સ્નેહસંગીત | ( „ „ ) | બાર આના |
| * લગ્નગીત | ( „ „ ) | બે આના |
| અંજલિ | ( „ „ ) | એક રૂપિયો |
| સંભાજીનું રાજ્યારોહણ | ( નવલકથા ) | સવા રૂપિયો |
| કૉન્સ્ટેન્ટિનોપલની કથા | ( „ „ ) | સવા રૂપિયો |
| કળિયુગની વાતો | ( ટૂંકી વાર્તાઓ ) | બાર આના |
| * લગ્નવ્રત | ( લગ્નદીક્ષાના મહત્ત્વનું પ્રતિપાદન કરતો નિબંધ ) | ચાર આના |
| *પ્રવાસીના પત્રો | | એક રૂપિયો |

* ફૂદડીવાળાં પુસ્તકો માટે બુકસેલર્સને ત્યાં તપાસ કરવી,
બાકીનાં માટે લખોઃ—

ખડાયતા મુદ્રણ કલા મંદિર,
રાયપૂર, અમદાવાદ